# પ્રાચીન કાવ્ય સુધા

## ભાગ ૧ લો



પુ. વિ. મા

# પ્રાચીન કાવ્ય સુધા

ભાગ ૧



છ. વિ. રાવળ.

સચિત્ર

# પ્રાચીન કાવ્યસુધા

ભાગ ૧ લો

સંશોધન કર્તા

**છગનલાલ વિદ્યારામ રાવળ**

પ્રકાશક

**રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી.**

એમ. આર. એ. એસ.

સંવત ૧૯૭૮ — સન ૧૯૨૨

મૂલ્ય રૂ. ૧।.

ૐ

# અર્પણ

પ્રાતઃ ચિરસ્મર્ણીય, પરમપૂજ્ય, તીર્થ સ્વરૂપ કે. માતાપિતા! છેક બાલ્યાવસ્થામાંથી આપ બંને મારાથી હંમેશને માટે વિખુટાં પડયાં છો, પણ બાળકાળમાં આપે મારૂં અનેક રીતે જે વાત્સલ્યભાવે લાલનપાલન કર્યું, તે ઉપકારનો બદલો મારા જેવાથી કોટિ જન્મે પણ વાળી શકાય તેમ નથી. તોપણ આપનાં પવિત્ર નામ સારી રીતે જળવાઈ રહે તો યદકિંચિત ઉપકારનો બદલો વાળી શકાય તે હેતુથી આ ભક્તિ અને જ્ઞાનમય પુસ્તક આપના પવિત્ર ચરણસમીપ ધર્યું છે.

વાલકેશ્વર
કાર્તિક શુકલ
પ્રતિપદા ૧૯૭૯

આપનો આજ્ઞાંકિત પુત્ર

**પુરૂષોત્તમ**



## ચિત્રોની અનુક્રમણિકા

# પ્રસ્તાવના



જગતના દરેક દેશમાં ગદ્યના ગ્રંથો કરતાં પદ્યના ગ્રંથો વધારે ભાવથી વંચાય છે, કેમકે ગદ્યના ગ્રંથો વાંચતાં જ્યારે મગજ એકલાને જ આનંદ મળે છે, ત્યારે પદ્યના ગ્રંથો, રાગ કાઢીને વાંચતાં મગજ અને કર્ણેંદ્રિય એમ બંનેને આનંદ થાય છે. આથી દરેક દેશની ભાષાના આરંભના વિકાસ કાળમાં ગદ્યના સાહિત્ય કરતાં પદ્યનું સાહિત્ય વધારે જોવામાં આવે છે. આખો સામવેદ ગાયનમાં છે.

આજ પ્રમાણે આપણા પ્રાચીન[1] ગુજરાતી સાહિત્યમાં ગદ્યના ગ્રંથો કરતાં પદ્યના ગ્રંથો વધારે જોવામાં આવે છે, ને તેમાંના ઘણાક ગ્રંથો લોકમાન્ય થવાથી તેની કવિતાઓ આપણા લોક (વિશેષ કરી સ્ત્રી વર્ગ)માં વધારે વપરાતી આવી છે.

આધુનિક સમયમાં ઉછરતી છોકરીઓમાંથી ઘણી ખરી ભણેલી હોવાથી તેઓ કોઇ પણ પ્રાચીન કવિતાઓ મોંઢે કરતાં કંટાળે છે. કોઇ પણ કાવ્ય કે છુટક કવિતા, છાપેલા પુસ્તકમાંથી વાંચી પુસ્તક કબાટ કે તાકામાં મૂકી દે છે.[2] પણ જુના વખ-

---

૧. આ જગોએ પ્રાચીન સમય કવિ દયારામભાઇની હયાતી સુધી ગણવામાં આવ્યો છે. ૨ સુરતની પાંચમી

તમાં તેમ હાલ પણ કરુણા અને મોટા ગામોમાં તેમ થતું નથી. ત્યાં તો જે સ્ત્રીને ઘણાં કાવ્ય, છુટક ગીત કે મહિના આવડતા હોય તેમની પાસે કેટલીક રસજ્ઞ અને હોંસીલી બાળાઓ તે શીખવા માટે આવે છે. પહેલે દહાડે ચાર છ લીટીઓ મોંઢે શીખી, ઘેર કામ કરતાં કરતાં કંઠે કરે છે, ને બીજે દહાડે તે ગાઇ બતાવી, તેવી બીજી લીટીઓ શીખી જાય છે. આ પ્રમાણે તેઓ ઉત્સાહ અને પ્રેમથી કવિ પ્રેમાનંદ કૃત ભ્રમર ગીતા, મહેતાનું શ્રાદ્ધ કે સુદામા ચરિત્ર જેવાં મોટાં કાવ્યો, મહિના અથવા બીજાં તેવાં ગીતો કંઠે કરે છે. તેઓ એટલા ઉમંગથી શીખે છે કે, કેટલીક વાર તેઓ ઘરનું કામ પડતું મૂકીને પણ શીખવા આવવા ચુકતી નથી. અસલના વખતમાં કેટલાક બ્રાહ્મણો જેમ વેદ કંઠે કરતા હતા, તેમ આ તરૂણ બાળાઓ આખાં કાવ્યો, ને ગીતો કંઠે કરવા જરા પણ કંટાળતી નથી. આ પ્રમાણે આ લેખકનાં કૈ. માતુશ્રીને ગાવાનો ઘણો જ શોખ હતો; કવિ પ્રેમાનંદ કૃત વામનજીની કથા, ભ્રમર ગીતા અને પ્રદોષની કથા

---

સાહિત્ય પરિષદ્ વખતે સાક્ષર શ્રી છગનલાલ ઠાકોરદાસ મોદીના કઠેરામાંથી જોતાં, આવી તરૂણ બાળાઓ લગનનાં ગીત ગાતી ગાતી જતી હતી, તે વખતે એક બાળા પુસ્તકમાંથી જોઇને ગીત ગાતી હતી, તે બીજી તેવી બાળાઓ તે ઝીલતી હતી. કન્યાશાળાના વર્ગોમાં ૨૦૦ લીટીઓ મોંઢે કરતાં

(સીમંતીની કથા[3]) તેમ બીજાં ઘણાં ગીતો તેમ મહિના, તેમને કંઠે હતાં. બચપણમાં આખો દિવસ તેમના સહુવાસથી લેખકને તેમાં સારો રસ પડતો, ને તેથી તે ધ્યાન દેઇને સાંભળતો. કેટલીક વાર જ્યારે એવો કરૂણામય કથા ભાગ આવતો ત્યારે આંખોમાંથી આંસુ ટપકતાં. સીમંતીની કથામાંથી, તેમ ભ્રમર ગીતામાંથી કેટલીક લીટીઓ હજુ તે ભૂલ્યો નથી. "અમે આહીરડાં અપરાધી રે ઓધવજી, મેં દીકરાની દીઠી રે, કાંઇ જુઠી રે સગાઇ," તથા "હરિ ચાલતા ઠમક ઠમક આ પરસાલમાં રે." અને "ગોવિંદ બોલતા ગુંગણું ગુંગણું મુખ ભર્યું માટીએ રે." અને "પુસ્તકમાં એવું લખ્યું રે નીકળશે તો માબાપાં તારાં ફોક રે" "શામળીએ મને શા માટે વિસારી રે, પાતળીએ મને" વગેરે કે. માતુશ્રીના મીઠાને રસમય બોલ, હજુ કર્ણેંદ્રિય ભૂલી નથી, તેમ ભૂલવાની એ નથી. "જ્યારે નીજ માતા બાળકને મારે ત્યારે તેને બીજું તે કોણ ઉગારે" વગેરે કડીયો યાદ રહી ગઇ છે.

બચપણમાં માતાના આવા સહુવાસથી લેખકને પ્રાચીન કાવ્યો શોધવાનો તેમ વાંચનનો પ્રેમ થયો, ને દિવસે દિવસે એટલો વધતો ગયો કે, તેવા

---

બાર માસ લગાડે તેવીઓથી પ્રાચીન આખાં કાવ્યો શી રીતે કંઠે થાય? ૩. કવિ મહાદેવ સુત હરેશ્વરરામ કૃત શિવ-

શોધથી તેની પાસે પ્રાચીન કાવ્યોનો એક સારો સંગ્રહ એકઠો થયો, તે ફાર્બસ સભાના આદ્ય મંત્રી કે. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને આપવા વિચાર થવાથી તેમની ઉપર મોકલ્યો, પણ તે વખતે તેમની તબીયત સારી ન હોવાથી, તે રાખવા માટે કાંઇ નિર્ણય ન થતાં, કેટલીક મુદ્દત સુધી એમનો એમ પડી રહ્યો, ને તેથી મુંબઇ નિવાસી રાજ્યરત્ન સાક્ષર શેઠ શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજીને તે આપ્યો. તે હજુ પણ તેમના સંગ્રહમાં છે. તે પછીના બે ચાર વખતના શોધનો સંગ્રહ પણ ત્યાં જ આપેલો છે.

આ વખતે મુંબઇમાં બીજી સાહિત્ય પરિષદ્‌માં ગુજરાતીના આદ્ય તંત્રી સાક્ષર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઈની મુલાકાત થઇ, તે વખતે તેમણે પણ મદદ આપવાનું કહી, જુનાં કાવ્ય અને તેની છાપવા લાયક શુદ્ધ નકલો ઉતારી મોકલવાનું કહેતાં ત્યાં પણ મોકલવામાં આવી.

---

પુરાણુની અંતર્ગત કથા. આવી જૂની કવિતા રસ સાથે બોધક હતી, તેથી સંસાર યાત્રામાં વ્યવહાર ચલાવવામાં ઘણી કામ આવતી તેની ભાષા એવી સરલ હતી કે ઝટ કંઠે થઇ જતી. ત્યારે હાલના કેટલાક નવી નિશાળના કવિઓની કવિતા કઠિન ભાષામાં તેમ વ્યવહારમાં નિરૂપયોગી જેવી લાગે છે. તેને સ્વ. પ્રો. મણિલાલે જે ઇંગ્રેજી ફૂલની ઉપમા આપી છે તે ખોટી નથી. "સુંડણનું છાંણુ નહિ લીંપ્યામાં કે નહિ થાપ્યામાં" તેના જેવી છે.

ત્યાર પછી તેમને બીજી વાર મળતાં તેમણે કહ્યું કે "મહેતાજી, તમારી તરફથી લગભગ બે રીમ કાગળો જેટલું મેટર લખાઇને આવ્યું હશે, તેમ અમારી પાસે પણ તે વિના બીજું કેટલુંક મેટર તૈયાર છે. તે બધું છપાવતાં બૃ. કા. દોહન જેટલા બાર ભાગ થાય, ને અમારે તો દશ ભાગ પ્રસિદ્ધ કરવા છે, માટે હવે સારામાં સારાં કાવ્યો હોય તોજ તેની નકલો, અને અસલ કાવ્યો મોકલજો."

આથી તે પછીના વખતમાં કરેલી છાપવા લાયક સુદ્ધ નકલો અને પ્રાચીન હસ્ત લિખિત કાવ્યો ત્યાં મોકલવાનું બંધ કર્યું, પણ નિશાળખાતામાં મળતો વખત કાઢવો ક્યાં ? તેમ પુસ્તકો શોધવા તથા લખવા વાંચવાનું જે વ્યસન પડયું. તે મટે કેમ ? તેથી તે કામ જારી રાખ્યું, ને તેથી જુનાં કાવ્યોમાંથી કેટલાંક ઉત્તમ દેખાતાં કાવ્યોની નકલો, તેમ અસલ પુસ્તકો સાક્ષર શેઠ શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી. ને રૂબરૂમાં બતાવતાં તે-મણે તે પોતાના ખર્ચે છપાવવાની મરજી બતાવી. આ પ્રમાણે થવાથી આ કામ વળી આગળ ચાલ્યું (હજી પણ ચાલુ જ છે) ને બે ત્રણ હપતે મોકલેલી નકલોમાંથી કેટલીક કવિતા ને કાવ્ય ચુંટી કાઢી તેને સાત ભાગમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું.

પ્રથમ શેઠનો તેમ લેખકનો વિચાર એકાદ મોટું

દલદાર પુસ્તક બહાર પાડવાનો હતો; પણ તેમ કરતાં તેના મોટા કદને લીધે, કીંમત વધી જતાં, તેનો જન સમુહમાં ઝાઝો ઉઠાવ થશે નહિ, તેમ જાણી દશ કે બાર ફરમાનું એકેક પુસ્તક બહાર પાડવાનું નક્કી કર્યું.

આ પ્રમાણે આ પહેલો ભાગ, ગુર્જર બંધુઓના હાથમાં મૂકવામાં આવ્યો છે. પુસ્તકની પદ્ધતિ બૃહત્ કાવ્યદોહન જેવી રાખવામાં આવી છે. તે પ્રમાણે શરૂઆતમાં આદ્ય ભક્ત કવિ નરસિંહ મહેતાની થોડીક કવિતા મૂકી, તેની પછી કવિ પ્રેમાનંદકૃત ભ્રમર ગીતા શરૂ કરી છે. તે પછી કવિ તાપીદાસ કૃત અભિમન્યું આખ્યાન લીધું છે. જો કે પ્રેમાનંદના અભિમન્યુ આખ્યાન કરતાં આ આખ્યાનમાં વીર રસની કંઇક જમાવટ ઓછી છે, છતાં પણ તે વાંચવા લાયક તો છે જ, તેમ તે પ્રેમાનંદ કૃત આ આખ્યાન કરતાં જુનું છે. પ્રેમાનંદનું આ આખ્યાન જ્યારે વિક્રમ સંવત્ ૧૭૨૭ ના શ્રાવણ સુદિ પંચમીએ રચાયું છે. ( બૃ. કા. દો. ભાગ ૨ જો પૃષ્ઠ ૨૦૦) ત્યારે આ કવિનું આ આખ્યાન વિ. સં. ૧૭૦૮ ના અશ્વિન સુદિ ૨ ને ગુરૂવારે સ્વાતિ નક્ષત્રમાં રચાયું છે.

આ આખ્યાનના ઇતિ ભાગમાં કવિ પોતાને ભૃગુપુરનો રહેવાસી ને બંધારા જ્ઞાતિનો જણાવે છે. દિલગીર છું કે આ આખ્યાનની ફકત એક જ પ્રત

મળવાથી તેનું બીજી પ્રતો જોડે સંશોધન થઇ શક્યું નથી. આ પ્રત વિ. સં. ૧૮૧૯ માં લખાયેલી છે. લેખકનું નામ જણાતું નથી, પણ તે કોઈ ગોપાલલાલની ચોપડી છે, એવું જણાવી ઇતિ શ્રી ભાગ પુરો કર્યો છે. તે પછી જુદા જુદા કવિઓનાં છુટક છુટક ટંકશાલી પદો[1] દાખલ કર્યા છે.

કવિ પ્રેમાનંદનાં નાટકોની અસલ પ્રતો, કે એક પણ પ્રત અત્યાર સુધીમાં (તેના કર્તૃત્વ વિષે ઘણો વાદવિવાદ ચાલ્યા છતાં) નહિ જડવાથી, હવે કેટલાક નવા વિદ્વાનો, પ્રાચીન કાવ્યોનું નામ સાંભળતાં ભડકી ઉઠે છે, ને તેથી હરકોઈ કાવ્ય પ્રસિદ્ધ થતાં, તેની મૂળ અસલ પ્રત જોવા માટે માગે છે; આથી જણાવવું જોઇએ, કે લેખક તરફથી પ્રસિદ્ધ થતાં કાવ્યોની ઘણી ખરી અસલ પ્રતો, પાછળ જણાવી ગયા પ્રમાણે રાજરત્ન શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી જે. પી. ના જુના સંગ્રહમાં છે, તેમ થોડી ઘણી પ્રતો ગુજરાતી પ્રેસના આદ્ય તંત્રી મર્હુમ સાક્ષર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇના સંગ્રહમાં છે. તેમ છતાં એવાં પણ કેટલાંક કાવ્ય, કે છુટક કવિતા લીધી છે કે, તેની અસલ ઉપરથી નકલ

---

૧. કેટલાંક મોટાં ગામોમાં બે કે ત્રણ ભકત ભેગા થઇ એકતારા અને મંજીરાથી ભજન કીર્તન કરે છે. તેવા લોકો ઘણાં રસિક ભજનને ટંકશાલી ભજન કહે છે, આ સંગ્રહમાંથી તેવાં ટંકશાલી ભજનો આ કાવ્યમાં લીધાં છે.

ઉતારી, તેના માલિકને તે પાછી આપી દેવામાં આવી છે, ને તે કોની પાસેથી, ને ક્યારે આણી, તે હવે બહુ લાંબી મુદત વીતી ગયાથી યાદ પણ રહ્યું નથી.[1]

આ સાત ભાગમાંથી હાલ ત્રણ ભાગ છપાય છે ને ચાર ભાગ બાકી રહ્યા છે, તેને બનતી ત્વરાએ છપાવવા વિચાર છે. ( પ્રભુ અમારી તે ઇચ્છા પરિપૂર્ણ કરે ) આ સાત ભાગના હરેક ભાગમાં ઘણું કરીને કવિ પ્રેમાનંદનું એકેક અપ્રસિદ્ધ કાવ્ય આપવા વિચાર રાખ્યો છે. પહેલા ભાગમાં ન્હાની ભ્રમર ગીતા, બીજામાં વિષ્ણુ સહસ્ત્ર નામ, ત્રીજામાં નાસિકેતાખ્યાન, ચોથામાં મૂળ ૨૯ કડવાંનું ઓખાહરણ ને પાંચમામાં પાંડવોની ભાંજગડ, છઠ્ઠા સાતમા ભાગ માટે હજુ કંઇ નક્કી કર્યું નથી. ઓખાહરણ સિવાય બાકીનાં ચાર અસલ કાવ્ય કે કાવ્યની નકલો ગુજરાતી પ્રેસના સંગ્રહમાંથી રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ. તરફથી મળેલી, તેની ઉપરથી શુદ્ધ કરવામાં આવી છે.

---

૧ દાખલા તરીકે સુરતના વાલ્મીક કાયસ્થ કવિ માધવદાસ કૃત ભાગવત દશમ સ્કંધની અસલ પ્રત. હાલ ઝઘડિયાના એક મંદિરના સંયોગી સાધુ પાસે છે, તેને તેઓ ઘણી પૂજ્ય ગણતા હોવાથી વેચાણ આપી નથી, દેવના પવિત્ર ચર્ણ આગળ રાખી તેની પણ પૂજા કરે છે. આ કાવ્યનો ઘણો ખરો ભાગ બૃ. કા. દો. ૮ મા ભાગના પૃષ્ઠ ૫૬૩ મે છપાઇ ગયો છે.

આ બધા ભાગો મુંબઈના રાજરત્ન સાહિત્ય અને કળા રસિક શેઠ શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીના આશરાથી પ્રસિદ્ધ થવાના છે. ને થાય છે. તેથી સંશોધન કર્તા તેમનો અંતઃકરણથી આભાર માને છે. તેમનો આવો ઉદાર આશ્રય ન હોત તો આ જુનાં કાવ્યો એમનાં એમ નાશ થાત, કે વખતે કચરાપટ્ટીના ઢગલામાં નાશ પામત.

વળી મુંબઈમા પ્રખ્યાત સોલીસીટર રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર. એલ, એલ, બીનો પણ આભાર માનવામાં આવે છે, કેમકે તેઓએ આ કામમાં કીમતી સલાહ અને કાવ્યો ચુંટી કાઢવામાં સારી મદદ આપી છે.

તેમજ ગુજરાતી પ્રેસવાળા શેઠ નટવરલાલ ઇચ્છારામ દેશાઇ બી. એ. એ પોતાનો કીંમતી વખત રોકી ઉપોદ્ઘાત લખી આપ્યો, તેમજ કાવ પ્રેમાનંદ કૃત અપ્રસિદ્ધ કાવ્યની અસલ પ્રતો કે ઉતારેલી પ્રતો આપવાથી તેમનો પણ આભાર માનવો જોઇએ.

હાલના અને ભવિષ્યમાં થનારા કવિઓની કવિતાથી સાહિત્યમાં સારો વધારો થશે, પણ તેથી શું જુનાં યોગ્ય અપ્રસિદ્ધ કાવ્યો કે છૂટક કવિતાને બહાર જાહેરમાં લાવવાની જરૂર નથી ? છે જ. તેથી પણ આપણા સાહિત્યમાં સારો વધારો

થશે જ. એક નિપૂણ વ્યાપારી પોતાની નવી ઉઘરાણી કરતાં કરતાં શું જુની બાપદાદાના વખતની ઉઘરાણી વસુલ કરવાનું કદી પણ ભૂલે છે કે? આમ બંને રીતે લ્હેણું વસુલ કરવાથી જ તેની મુડીમાં વધારો થાય છે. આ પ્રમાણે પ્રભુ, આપણા ગુજરાતી સાહિત્યમાં બંને તરફથી સારો વધારો કરે. ભવતુ.

લુણાવાડા.<br>
સં. ૧૯૭૬ ના<br>
આષાઢ વદિ ૯ ને વાર શનિ.

સંશોધન કર્તા.



॥ શ્રીહરિઃ ॥

# ઉપોદ્ઘાત

ગુજરાતમાં મુદ્રણકળાનો પ્રચાર થતાં પ્રાચીન ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે અનેક પ્રયત્નો થયા છે, અને તે લોકોમાં સાદર પામ્યા છે. તેમાં શ્રીમાન્ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી જે. પી. ના આશ્રયથી નીકળતા આ "પ્રાચીન કાવ્ય સુધા"નો એક વધારો થાય છે. શ્રીમાન્ શેઠજી ગર્ભશ્રીમંત હોવા છતાં સાહિત્યના વિષયોમાં અને પુરાણી વસ્તુઓની શોધખોળમાં કાળજીપૂર્વક ભાગ લે છે, અને તેમણે ઘણી અપૂર્વ વસ્તુઓ બહાર આણી છે. તેમાં યે ખાસ કરીને મરાઠાઓના ઇતિહાસ સંબંધમાં સારો પ્રકાશ પાડ્યો છે. તેમના ઉદાર આશ્રય નીચે લૂણાવાડાના વિદ્યારસિક મહેતાજી છગનલાલ વિદ્યારામ રાવળે આ કામ ઉપાડ્યું છે, અને તે યશસ્વી થાય એવું આપણે ઇચ્છીશું.

અત્યાર સુધીમાં પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી લોકોને જે અતિ પ્રિય હતું તેવું લગભગ સોએ એંસી ટકા જેટલું પ્રકટ થઇ ચુક્યું છે, છતાં શોધ ખોળ કરનારાઓને ઘણીવાર સુંદર કાવ્યો વગેરે સાંપડી આવે છે; માટે એ દિશામાં પ્રયત્ન,

જેઓને એ વિષયમાં રસ પડતો હોય તેઓએ હજી પણ ચાલુ રાખવો જોઇએ. એમ પ્રયત્ન કરતાં કદાચ કોઇ રત્ન પ્રાપ્ત થવા આશા રહે છે. ગુજરાતી પત્રના આદ્ય પ્રવર્તક મારા પૂજ્ય પિતાશ્રી સ્વ. ઇચ્છારામે એક ઠેકાણે જણાવેલું છે કે, જુનાં કાવ્યોનો શોધખોળનો ધંધો એ ખરે ધૂળધોયાનો જ ધંધો છે, પણ એમાં મળી આવતાં રત્નની આશાએ એ કામ ચાલુ રાખવા જેવું છે. કંઇ નહિ તો ગમે તેવા શંશોધન કરેલા સ્વરૂપમાં જો એક વાર ભૂલ ચુકવાળુ વિસરાઇ જતું સાહિત્ય બહાર પડી જશે તો વળી કોઇ સાહિત્ય શોખીન તેમાંની ભૂલો દર્શાવી સુધારેલી આવૃતિ પ્રકટ કરાવશે. આનો એકજ દાખલો લો. કાવ્યદોહનના ચોથા ભાગમાં ભીમ કવિની હરિલીલા ષોડસ કળા છપાયલી છે. તે ગમે તેવી અશુદ્ધ છે, પણ એ એવી અશુદ્ધ દશામાં છપાયલી છે તોપણ ભવિષ્યમાં કામ કરનારાને માર્ગદર્શક થઈ પડે તેવી છે. તેજ પ્રમાણે કવિ શામળભટ્ટની સિંહાસન બત્રીશી પણ હજી અશુદ્ધ દશામાં પ્રાપ્ત થાય છે. તે પણ સુધરાવી છપાવવા જેવી છે. આવા આવા ઘણા દાખલાઓ આપી શકાય તેમ છે. આટલાજ કારણે હજી પણ પ્રાચીન કાવ્યોની અનેક પ્રતો છપાઇને પ્રકટ થવાની જરૂર છે. જ્યાં સુધી તેમ થાય નહિ ત્યાં સુધી પ્રાચીન કવિઓની કૃતિની તુલના થઈ શકશે નહિ.

ઘણાઓ જ્યારે પ્રાચીન કાવ્યોની કે કવિતાની વાતો કરે છે, ત્યારે કહે છે કે, "ભાઈ, હવે તમે એનો છેડો મૂકો. એમાં બળ્યું છે શું ? ક્યાં આજના જમાનાના આધુનિક કવિઓનાં કાવ્યો, અને ક્યાં તમારા નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામના કૃષ્ણ ગોપીના વિલાસનાં ગીતડાં ? હવે જમાનો બદલાયો છે. હવે તો શેકસપીયર, કીટ્સ, શેલી, ટેનીસન, મોલીએર, ટાલસ્ટાય, ટાગોરનો જમાનો આવ્યો છે. ત્યાં તમારાં આ જુના સૂર તાલનું ગાયન કોણ સાંભળશે ? એ બિચારા જુના કવિઓનાં અસ્થી ને રાખ તેઓની માટલીમાં ભર્યાં રહેવા દો, અને બહુ દયા આવતી હોય તો તાપી ગંગામાં પધરાવી આવો ! જેમાં કંઇ રસ નહિ, અલંકાર નહિ, ધ્વનિ નહિ, વ્યંજના નહિ, એવાં ગંધાતાં પદો અને કડવાં (વાળાં) આખ્યાનોના થોથાંને તેમની કુદરતી સ્થિતિએજ પહોંચવા દો ! એને બહાર કાઢી કાઢીને છપાવી છપાવીને કરશો શું ? કોણ વાંચવાનું છે ? લોકોને એવું સાહિત્ય પસંદ નથી અને કદાચ થોડાઓને પસંદ હોય તોપણ એ સાહિત્ય એટલું નિર્માલ્ય છે કે તેથી જેટલું વહેલું અદ્રશ્ય થાય તેટલું સારૂ." વગેરે. આવા વિચાર ધરાવનારાઓને તો શો જવાબ આપવો ? એજ કે લોકોની રુચિ ભિન્ન ભિન્ન હોય છે, માટે જેઓને ગમશે તેઓ ખરીદશે. બધાજ ન્હાનાલાલ કે

નરસિંહરાવ વગેરેના કાવ્યો વાંચી આનંદ માણી શકે તેમ નથી. જે કાવ્યો આજે આપણને નિર્માલ્ય લાગે છે તે એક કાળે લોકોમાં પ્રિય હતાં અને જેમણે એ કવિતાઓ કરી હતી અને વાંચી સંભળાવી હતી તેમને તો પ્રાણપ્રિય વસ્તુ હતી. એમ દરેક કાવ્યને અંતે જે કોઇ પુસ્તક ઓળવે, કે ચોરે તેને ઘાલેલા કપરા સોગંદ ઉપરથી જણાય છે. વળી કવિતાની વસ્તુ જો કે પ્રાચીન ગ્રંથો, જેવા કે રામાયણ મહાભારત ઉપરથી લેવામાં આવતું પણ તેની અંદર આવતા પાત્રોનું નિરૂપણ કવિના જમાનાનું હતું, તેથી પોતાનું અને સમાજનું પ્રતિબિંબ એ કથા આખ્યાયિકાઓમાં પડેલું જોઇને લોકો રાજી થતા હતા. કઠીણ દેવ ભાષા સંસ્કૃતનું જ્ઞાન બધાને એક સરખું હોતું નહિ, અને બધા જાણતા નહિ, તેવાઓ માટે કાદંબરી જેવું અપૂર્વ ગદ્ય કાવ્ય પહેલ વહેલું પ્રાકૃત ભાષા ગુજરાતીમાં પદ્યમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો તે શું જેવો તેવો પરિશ્રમ હતો ? જુના કવિઓના કાવ્યોમાં ચિતરાયલું ગુજરાતી પ્રજાનું જીવન ચરિત્ર હજી પણ ઘણે અંશે તેના તે રૂપમાં વિદ્યમાન છે, માટે તે કાવ્યો હજી લોકોમાં પ્રિય છે. આજના આધુનિક કવિઓની કે વાર્તા લખનારાઓની કવિસૃષ્ટિ જેવી ગુજરાતી પ્રજાની સ્થિતિ થઇ નથી, અને થાય એવી આશા પણ નથી. આમ આવી વસ્તુસ્થિતિ જ્યાં સુધી પ્રચલિત છે ત્યાં સુધી

જુનાં કાવ્યો ફેંકી દેવા જેવાં નથી.

આવા વાતાવરણવાળી સ્થિતિમાં પ્રાચીન કાવ્ય-સુધા પ્રકટ થાય છે તે માટે કોઇ દોષ દેશે નહિ એવી આશા છે. આમાં કરાયલો સંગ્રહ કોઇની ધારેલી કલ્પના જેવો ઉંચો અને સારો નહિ હોય તો પણ જે કંઇ પ્રકટ થાય છે તે તે સમયનું સ્વરૂપ હોવાથી આનંદ આપશે.

આ સુધાના પ્રથમ ઘુંટડામાં મહાકવિ પ્રેમાનંદનું એક નાનું સુંદર કાવ્ય છે તે સંબંધી કંઇ ખુલાસાની અપેક્ષા છે. આ કવિનાં હુજી બધાં પુસ્તકો પ્રકટ થયાં નથી. હુજી ઘણાં અશુદ્ધ દશામાં જોવામાં આવે છે. જૂનાં હુસ્ત લિખિત પુસ્તકો જોતાં નીચે પ્રમાણેનાં કાવ્યો અપ્રસિદ્ધ દશામાં જોવામાં આવ્યાં છે. તેની કેટલાકની નકલ કરી લીધેલી પ્રતો મારી પાસે છે, અને કેટલીક આગળ પાછલનાં પાનાં ફાટી જવાથી અધુરી જ રહી છે. તેની બીજી નકલો મળી શકી નથી. કોઇને પણ તેની પ્રતો મળી આવે તે માટે તેનાં નામો અત્રે આપું છું. (૧) નાસિકેતનું આખ્યાન. આ કાવ્ય નાનું છે અને તે પ્રેમાનંદની સ્વર્ગની નિસરણી જેવું સાદું છે. તેનો પ્રથમનો થોડો ભાગ મલ્યો નથી. આ કાવ્ય તેની પ્રથમની આરંભની કૃતિઓમાંનું એક હોય એમ જણાય છે. પ્રેમાનંદથી પૂર્વે થઈ ગયેલા કવિ મેહલનું આ વિષય ઉપર રચેલું આ-

ખ્યાન તેનાથી ઉંચી પંક્તિનું છે. ( ૨ ) **વિષ્ણુ સહસ્ર નામ.** આ નામનું દેશી રાગમાં રચેલું નાનું કાવ્ય છે. એ મહાભારતના વિષ્ણુસહસ્રનું ભાષાંતર નથી, પણ કવિએ રચેલું નવીન જ પ્રકારનું છે. એની એક પ્રત વડોદરા લાયબ્રેરીવાળા ગાયકવાડ પ્રાચ્ય માળાના આદ્ય સંપાદક અને પ્રવર્તક સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ પાસે હતી. ( ૩ ) **નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ.** આ નામનું એક લાંબુ કાવ્ય કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠા માં છપાયલું છે, પણ તેના પૂર્વરૂપ એક નાનું કાવ્ય પણ પ્રેમાનંદે રચેલું લાગે છે. તે ઉત્તમ પ્રકારનું નથી, પણ સુરતના ઘણા લોકો તે નાનું શ્રાદ્ધ વાંચે છે. તે પ્રમાણે ( ૪ ) **શામળશાહનો વિવાહ.** નામનું એક બીજું કાવ્ય છે. તેમાં અને સાહિત્ય માસિકમાં શ. શ. કાંટાવાળાએ છપાવેલા મોટા વિવાહમાં આસમાન જમીનનો ફેર જણાય છે. પ્રસ્તુત વિવાહ તેના રચેલા હુંડી, મોશાળાના ઘાટનું છે. તેમાં નાગરોની નીંદા વગેરે કશું નથી. પ્રથાનો પ્રવાહ સરખો વહેતો જણાય છે. ( ૫ ) **પાંડવોની સાંજગડ.** નામનું એક નાનું કાવ્ય છે. તે પ્રેમાનંદે દોહા ચોપાઇમાં રચેલું છે. અત્યાર સુધીમાં પ્રેમાનંદે દોહા ચોપાઇમાં કોઇ કાવ્ય રચેલું જણાતું નથી. તેથી આ કાવ્ય નવાઇ જેવું લાગે છે, પણ તેમાં ચાર પાંચ ઠેકાણે પ્રેમાનંદની મુદ્રા છે. પ્રેમા-

નંદના પુત્ર વલ્લભે કુંતિપ્રસન્નાખ્યાનમાં ( ૧૭૭૭ સંવત્ ) જણાવ્યું છે કે દુહા ચોપાઇ, છંદ પદનાં પણ ઘણાં કાવ્યો કરેલાં છે. તેથી અનુમાન થાય છે કે કદાચ આ તેમાંનું એક તો ન હોય! કાવ્યમાં બહુ કવિત્વ દેખાતું નથી. ( ૬ ) મુદ્રા વગરની હારમાળાનું પ્રથમનું કડવું મળેલું છે. રા. કાંટાવાળા જણાવે છે કે પ્રેમાનંદે પોતાની છાપ આપ્યા વિના એક ૮૪ પદની હારમાળા રચી છે, અને તેનાં બે ત્રણ પદો એમણે છાપેલી પ્રતમાં આપેલાં છે. એક હારમાળાનું પુસ્તક મારા જોવામાં આવ્યું હતું તેમાં પ્રથમ કડવું પ્રેમાનંદના બીજા આખ્યાનના પ્રારંભના કડવા જેવું જણાયું હતું. પણ તેમાં તેની છાપ નથી, અને પુસ્તક અધુરૂં હતું તેથી રા. કાંટાવાળાએ છાપેલા પદોમાંનું ૮૪ મું પદ તેમાં જણાતું નથી માટે તે વિષે શંકા રહે છે. (૭) પ્રેમાનંદનાં રચેલાં કાવ્યોના એક પુસ્તક જેની લખ્યા સાલ સં. ૧૭૯૬ ની છે તેમાં **સભા** અને સંક્ષિપ્ત **વનપર્વ** છે. પણ તેમાં પ્રેમાનંદની મોહર છાપ જણાતી નથી. તેથી તેના કર્તૃત્વ વિષે શક રહે છે. જો કે એ કાવ્યો પ્રેમાનંદનાં બીજાં કાવ્યોની ઘાટીનાં લાગે છે. ( ૮ ) **ઓખા હરણ** મૂળ ૨૯ કડવાનું ! આ કાવ્ય સુધાના બીજા ભાગોમાં રા. રાવળ પ્રકટ કરનારા છે. (૯) **દશમ સ્કંધ—પ્રથમ પ્રયત્ન.** સ્વ. ઇચ્છારામે પદબંધ આખું ભાગવત

છપાવેલું છે. તેમાં ૧૧ સ્કંધો ગણુદેવીના વલ્લભ ભટના રચેલા છે. દશમ સ્કંધ પ્રેમાનંદ અને સુંદર મેવાડાનો રચેલો છે. આ દશમ સ્કંધ કવિએ અધુરો શા માટે મૂકયો? તેનો સંતોષકારક ખુલાસો હજી સુધી થયો નથી, અને થાય એવો સંભવ જણાતો નથી. હા, કદાચ કોઇ ફક્કડ વલ્લભનું પ્રેમાનંદચરિત્ર પ્રકટ કરે તો તેમાંથી મળી આવે તો કહેવાય નહિ. પણ હાલ તો જે વસ્તુ સ્થિતિ છે તેનો જ આપણે વિચાર કરવાનો છે. સુરતના પ્રેમાનંદના કાવ્યના શોખીન રસિક પુરૂષો કહે છે કે પ્રેમાનંદ કવિનો દેહ સુરતમાં પડયો હતો, અને જદા ખાડી તથા હરિપુરામાં જ્યાં એ કવિતા ગાઇ સંભળાવતા હતા ત્યાં સુંદર નામનો એક મેવાડો બ્રાહ્મણ તેનો શિષ્ય નવો સવો થયો હતો, અને તેની સાથે બેસીને કથા કરતો હતો. કવિએ પ્રથમ સાદા ઢાળ કડવાંમાં દશમ બનાવવાનો વિચાર રાખેલો છે અને થોડું તે અંગે કાવ્ય કરેલું, પણ પાછળથી લોકોએ આગ્રહ કરતાં હાલનો દશમ સ્કંધ રચવાનો આરંભ કર્યો હતો. કારણ કે પ્રભાવના પ્રયત્નમાં પદો અને રાગ રાગણી વગેરે નહોતા પણ સાદો કથા સંબંધ હતો. તે લોકોને પસંદ પડયાં નહિ. સુરતના સહેલાણીઓને તો ફીકકુ ક્યાંથી ભાવે? તેઓએ કવિને રસ પુરીત શ્રી કૃષ્ણનું ચરિત્ર રચવાનો આગ્રહ કર્યો તેથી તેણે હાલનો

દશમ સ્કંધ રચ્યો છે. પણ તે પૂર્ણ થવાનો પ્રસંગ આવે તે પહેલાં કવિની તબીયત લથડી અને તેણે પોતાની સાથના શિષ્યોને તે પૂરો કરવાને કહ્યું અને નમુના માટે થોડું રચી લાવી બતાવવા જણાવ્યું. બીજાઓએ જેટલો કાવ્ય ભાગ રચ્યો હતો તે સારો પણ દરેકે પોતાની મુદ્રામાં પોતાને કવિ તરિકે ઓળખાવ્યો હતો, તે પ્રેમાનંદને ગમ્યું નહિ. સુંદરે સાદા ઢાળમાં કવિતા રચી બતાવી, પણ કવિના સ્વભાવથી જાણીતો હોવાથી અને કવિ નામની ચીડ હોવાથી તેમ જ કવિની કવિતાની તોલે કદી કોઇ આવી શકે તેમ નહિ હોવાથી પોતાના નામ પાછળ કે આગળ કવિ શબ્દ વાપર્યો નહિ પણ સાદું 'ધનદાસ સુત સુંદર' એવુ નામ મૂક્યું. કવિને તેની સાદી કવિતા જો કે પસંદ પડી નહિ તો પણ તેના નિરભિમાનથી અને વિવેકથી પ્રસન્ન થઇ દશમ સ્કંધ પૂરો કરવાનું કામ તેને સોંપ્યું, અને તે પ્રમાણે સુંદરે ૫૩ અધ્યાયથી તે ૯૦ અધ્યાય સૂધીનો દશમ સ્કંધ ભાગ પૂર્ણ કર્યો. પ્રેમાનંદ કવિએ માર્કણ્ડેય પુરાણમાં પુરાણીઓ વગેરેની જે ઝાટકણી કાઢી છે તેનું તદ્દન અદર્શન દશમ સ્કંધમાં જણાય છે. પણ કવિએ અત્યંત વિવેકથી એ કાવ્ય રચ્યું છે અને શ્રોતાઓનું મન રંજન કર્યું છે. કવિએ પ્રથમ દશમ સ્કંધ કેવું રચ્યુ હશે તે જોવા જાણવાનું સાધન પ્રાપ્ત થયું નથી. આજથી થોડા

વર્ષની વાત ઉપર એક સમયે કાવ્યદોહન ભાગ ૩ જામાં આપેલી પ્રેમાનંદ ભટ્ટ વિરચિત ભ્રમર પચ્ચીશી હું વાંચતો હતો ત્યારે તેમાં છાપેલું ૯ મું પદ વાંચતાં મને સહજ શંકા થઇ કે પચીશીમાં બધાં પદો હોવાને બદલે આ પ્રથમ વળણ અને પછી ઢાળ કયાંથી ? શું ભ્રમર પચ્ચીશી કથાનો છુટો પાડેલો ભાગ હશે ? તે ઉપરથી પદબંધ શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ તપાસી જોયાં, પણ તેમાં અને આમાં ઘણો ફેર જણાયો, અને મૂળ શંકા પડતાં પદનાં વળણ અને ઢાળ તેમાં જણાયાં નહિ. કવિએ શા હેતુથી આમ કર્યું હશે તેની કલ્પના તે વખતે મારાથી થઈ શકી નહિ. ? માત્ર એટલું અનુમાન થયું કે ભ્રમર પચ્ચીશી કવિની પ્રથમ કૃતિ હોવી જોઇએ. અને તેને સુધારીને વૈરાગ્યનો ભાગ વધારી કવિએ નવા સ્વરૂપમાં દશમમાં ગોઠવી છે. પણ પેલા ૯ મા પદનો કંઇ ખુલાસો બેઠો નહિ. તે પછી મને દશમ સ્કંધની એક બે પ્રતો મળી તેમાં એક પ્રત મને પ્રેમાનંદની પ્રથમ કૃતિ તરીકે જણાઇ. આ પ્રથમ કૃતિની મૂળ હસ્તલિખિત અધુરી પ્રત ઘણા સારા અક્ષરે કોઇએ લખી છે. અક્ષરો એક સરખા અને ઘાટીલા છે; પણ તેમાં મને કોઈ પણ ઠેકાણે પ્રેમાનંદના નામની છાપ જણાઈ નહિ. વળી તેનો આરંભ પણ બીજી જ રીતે કરેલો જણાયો હતો. માત્ર જે કડવામાં ઉદ્ધવ અને ગોપીનો

સંવાદ આવે છે તેમાં પ્રેમાનંદનું નામ આપેલું છે. એ સિવાય બીજે કશે પણ નામ નથી. અને તેટલો ભાગ આ પ્રાચીન કાવ્ય સુધાના પ્રથમ ભાગમાં રા. રાવળે નકલ કરી લઇને છાપેલો છે. પ્રતો તપાસતાં જણાયું કે પ્રેમાનંદનો પ્રથમ વિચાર કંઇ દશમ સ્કંધ રચવાનો નહતો, પણ કુમાર સંભવમાં કામદહન થયા પછી કામદેવ કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન તરિકે જન્મ્યા તે માટે તેનું આખ્યાન રચવા પ્રેમાનંદનો વિચાર હતો. તેટલા માટે તેણે પ્રથમ ભાગવતના ચોથા સ્કંધમાં જ્યાં દક્ષયજ્ઞ અને સતીનું આખ્યાન છે ત્યાંથી કથા ભાગ ઉપાડયો હતો. તે પછી ઇશ્વરપાર્વતીનો પરિણય વર્ણવી કામદહનની કથા વચ્ચે આણી હતી અને કામદેવના દહન થયા પછી મહાદેવે શોક કરતી રતિને જણાવ્યું કે કામદેવનો જન્મ શ્રીકૃષ્ણને ત્યાં થશે માટે ત્યાં સુધી તું વાટ જો. તે પછી કામ સંભવને અંગે પ્રેમાનંદે શ્રીકૃષ્ણ ચરિત્ર ગાયું અને રૂકમણિને પરણ્યા અને ત્યાંથી પ્રદ્યુમ્ન કુમારનું ચોરાવું થયુ, શંબરનો વધ થયો, તે વર્ણવ્યું હતું. પણ કાવ્ય પુરૂં કરી શકયા નહતા. કવિએ જ્યારે આ પ્રમાણે આખ્યાન રચ્યું ત્યારે વચમાં જ સુરતના લોકોએ તેમને શ્રીકૃષ્ણનું ચરિત્ર દશમ સ્કંધ પ્રમાણે જરા વિસ્તારથી અને રાગ રાગણીમાં રચવા વિનતિ કરી, એવી દંતકથા છે. અને ભ્રમરગીતા છુટી પાડી નવાં પદો ઉમેરી ભ્રમર પચ્ચીશી

બનાવી. આ પચ્ચીશી સુરતના લોકોને બહુ પસંદ પડી હતી. મૂળ ભ્રમર ગીતા ઉપરથી ભ્રમર પચ્ચીશી કવિએ રચી તેની છાપ ભ્રમર પચ્ચીશીના ૯ મા પદમાં કવિએ રાખી મૂકી છે અને તે પદ મૂળ કથાનો કેવી રીતે ભાગ થાય છે તે આ પુસ્તકમાં આપેલી ભ્રમર ગીતા ઉપરથી વાંચનારને સહજમાં જણાશે. કડવા ૩૩ નો પ્રારંભ અને ભ્રમર પચ્ચીશીના ૯ મા પદનો પ્રારંભ તથા ઢાળ એક સરખા જણાય છે. તે ઉપરથી ઉપર જણાવેલી દંતકથાને ટેકો મળે છે. આ ભ્રમર ગીતા અને ભ્રમર પચ્ચીશી સાથે રાખીને વાંચવાથી ઘણી વાતનો ખુલાસો શોધ–રસિકોને થશે. અને તેની સાથે દશમ સ્કંધનો વૈરાગ્યપૂર્ણ ભાગ વાંચવામાં આવશે તો પ્રેમાનંદની ઉત્તરોત્તર કૃતિઓમાં કેવો ફેરફાર થતો ગયો છે તે સમજાશે. અને ત્રણેમાં પ્રથમ કૃતિ ભ્રમરગીતા જ સર્વોત્તમ જણાશે. ગોપીઓના હૃદયનો ભાવ જેટલો સારી રીતે એમાં આપેલો છે તેવો બીજામાં જણાશે નહિ. દશમસ્કંધનો તેટલો ભાગ આ ગીતા આગળ ફીકકો લાગે છે.

પ્રેમાનંદની પ્રથમ કૃતિ સંપૂર્ણ દશામાં પ્રાપ્ત થઈ હોત તો એક ઉત્તમ કાવ્ય આપણને મળત. કવિ, મૂળ પ્રથમ કૃતિ પણ પૂરી કરી શક્યા નહિ તેમ જ દશમ સ્કંધ પણ પૂર્ણ કરી શક્યા નહિ. અને પ્રથમ કૃતિની જે પ્રત મળી હતી તેનાં આગળ

પાછળનાં પાનાં ફાટી ગયાં છે તેથી તે અધુરી છે. તેની બીજી પ્રત શોધ કર્યા છતાં મળી શકી નથી. કવિએ આ પોતાના કાવ્યનું નામ શું રાખવા ધાર્યું હશે તે સમજાતું નથી. કામદેવના પુનર્જન્મ સુધીની હકીકત આમાં છે. કવિ કાલિદાસે કુમાર સંભવમાં કામ દહન પછીની વાત મૂકી દીધી છે અને કુમાર-કાર્તિકેયની વાત જણાવી છે. પ્રેમાનંદને કદાચ તેમાં ઉણપ લાગવાથી કામદહનની વાત સાથે કામજન્મની વાત જોડી શિવ અને કૃષ્ણ ચરિત્ર ગાવાનો પ્રયત્ન આદર્યો જણાય છે. તે રીતે સંકળના જોડી છે તે ખરે ઉત્તમ હતી, પણ તે પાર પડી શકી નહિ એટલું માત્ર શોચનિય છે.

સામાન્ય રીતે પ્રજાના જીવન અને કાવ્ય સાથે ઘાડો સંબંધ હોય છે. પ્રજા જેવું જીવન ગાળે છે તેનું પ્રતિબિંબ કવિઓ કાવ્યોમાં ચીતરી બતાવે છે. આ કારણને લીધે પ્રાચીન ગુજરાતી કાવ્યો આપણ-ને કથા વાર્તા આખ્યાનો અને છુટાં પદો ગરબીમાં મળી આવે છે. ગુજરાતી પ્રજાનો જીવન વહેવાર ઘણો સાદો છે. તેમાં તેઓની રાજકીય દશામાં પડતી થઇ. તેઓના જીવનમાં કંઇ કૌતુકમય કે કુતુહલ કશું મળતું નથી. ગુજરાત જો કે તેના ખેતીવાડી અને અનાજાદિ ઉત્પન્ન કરવાની શક્તિને લીધે હિન્દુસ્તા-નની વાડી કે બગીચો અર્થશાસ્ત્રની દ્રષ્ટિએ કહેવાય છે છતાં પણ તેમાં આંખને ટાઢક વળે એવાં સૃષ્ટિ

સૌન્દર્યનાં સ્થાનો ઘણું જ અલ્પ છે, નહિ જેવાં જ છે. કવિ હૃદયને ચમકાવે એવાં ગિરિશૃંગો, પહાડો, જોસભેર વહેતી નદીના ઢોળાવો, વિશાળ સરોવરો કે વનો ગુજરાતમાં નથી, કે ઉલ્લસિત કરે અથવા પીગળાવે એવો સમાજ વહેવાર નથી. પણ સર્વત્ર સાદુ નિયમિત, વેપારી જીવન દેખાવ કરે છે. જૂના કાળમાં તેમ હતું તેમ હાલમાં પણ તેમ છે. એટલે પશ્ચિમના કવિઓ જેવી કાવ્યકૃતિઓ આપણામાં ક્યાંથી જણાય? તેમજ રાજકીય વહેવાર પણ આપણો મંદ હતો, તેથી તેને અંગે પણ કાવ્યો રચાયાં નથી. વળી શૂરવીરતાનો અંશ જૈનો વગેરેના સંસર્ગથી ક્યારનો એ નાશ પામી ગયો હતો તેથી તે રસનાં કાવ્યો પણ નથી. તે માત્ર સાદાં કાવ્યો આખ્યાનો વાર્તાઓ જ જુનામાં જણાયાં કરે છે. મનુષ્ય માત્રના હૃદયમાં રહેલો પ્રેમરસનો ભાવ લોકલાજને લીધે સામાન્ય સ્ત્રીપુરૂષોના હૃદયના ભાવ તરીકે બહાર નહિ પડતાં કૃષ્ણ ગોપીના નિમિત્તે બહાર પડ્યો છે, પણ તેમાં પણ કંઇ નવીન વિશેષતા કે ચમત્કૃતિ નહિ રહેવાથી તે પણ પછી ફીક્કો લાગે છે. આ પ્રમાણે ગુજરાતીઓની સામાજિક પરિસ્થિતિ હોવાથી તેઓના કવિઓનાં કાવ્યો પણ તેવાજ પ્રકારનાં છે. ભાષાને રાજ્યાશ્રય નહતો તેમ તેના દ્વારા શિક્ષણ પણ અપાતું નહતું. એટલે જે કોઈ રચાતું તે સંસ્કૃતમાંથી ગુજરાતીમાં

આણવા પ્રયત્ન કરતું. અને તેથી સંસ્કૃત સાહિત્યના ખજાનારૂપ રામાયણ, મહાભારત, કથા સરિત્ સાગર, પંચતંત્ર, હીતોપદેશ, ભર્તૃહરિનાં શતકો વગેરે ઉપરથી આખ્યાનો કથા વાર્તા રચાવા લાગ્યાં અને તેમાં આવતાં પાત્રોના ચરિત્ર નિરૂપણમાં પ્રજા જીવનની છાપ જણાતી હતી. જુનાં કાવ્યો આ વિચારે—આ દ્રષ્ટિએ જોવાનાં છે. પ્રાચીન કાવ્યમાળા, કાવ્યદોહન અને આ કાવ્યસુધાનાં કાવ્યોની તુલના એ રીતે કરવાની છે. સ્ત્રીઓના વિરહની લાગણી મહિના, તિથિ અને વારો ઉપરથી જણાય છે. પ્રેમનું દર્શન કૃષ્ણ ગોપીઓના સંવાદોમાં પ્રકટ થાય છે. વીરરસનું ઝરણું સુધન્વા આખ્યાન અને અભિમન્યુ આખ્યાન વગેરેમાં ઝરે છે.

ભક્તિ અને વૈરાગ્ય ભક્તોના પદોમાં દેખા દે છે. સર્વત્ર આ પ્રકાર, એક સરખો જણાયા કરે છે. એક અથવા બીજા પ્રકારે એકની એક જ વાત જ્યાં ત્યાં વાંચનારને જણાશે. એમાં કદિ કવિત્વશક્તિ જ્યારે પ્રેમાનંદ, દયારામ વગેરે કાવ્યો રચે છે ત્યારે પૂર્ણ ભભકમારી ઉઠે છે, અને તેથી આજ પણ તેઓનાં કાવ્યો લોકપ્રિય છે. તેઓની કવિતા મોટે ભાગે સર્વાનુભવ રસિક છે, પણ નિરૂપણ કરવાની શક્તિ તેઓમાં હાલના કરતાં વિશેષ સારી છે. આજના કવિઓમાં થોડા સ્વાનુભવ રસિક છે. પણ તેનું જે અનુકરણ થોક બંધ થાય છે તેમાં તો કશો માલ

હોતો નથી. મોટે ભાગે અંગ્રેજી કે કોઈ અન્યદેશીય કવિની કવિતાનું અનુકરણ હાલના કવિઓમાં વિશેષ આગળ પડતું હોવાથી તેવી ભાવના નહિ ધરાવનાર જનસમાજના મોટા ભાગમાં તેઓ જુના કવિઓ જેટલા લોકપ્રિય થઇ પડયા નથી. એટલા માટે આ જુના કવિઓનો સંગ્રહ લોકોમાં પ્રિય થઈ પડશે એવી આશા છે.

નટવરલાલ ઈચ્છારામ દેશાઇ.



# અનુક્રમણિકા.

પદ. પૃષ્ઠ.

## ગોવિંદરામ.



## પ્રીતમદાસ.



## વસ્તો.



## હરિશ્ચન્દ્ર.



## પ્રાગદાસ.



## ડુંગરપુરી.

### મુકુંદ.



### કૃષ્ણારામ.



### જીવણદાસ.



### દયાકાશંભુ ભક્ત.



### દુલ્લભદાસ.



### રત્નેશ્વર મેઘજી.



### મીરાંબાઈ.

રાધાબાઇ.



ગંગાબાઇ.



શિવલક્ષ્મી.



કવિના નામ વગરની કવિતા.

# પ્રાચીન કાવ્યસુધા.

## ભાગ ૧ લો.

## નરસિંહ મહેતા.

### પાંડવોનું જુગટું.

પદ.

( ઓખા કહે છે સુણ સાહેલી, લાવ નાથને વહેલી વહેલી-
એ રાહે ગવાશે. )

પાંડવ દ્યુત રમવાને રે બેઠા, ઓશીઆળા સભામાં રે પેઠા,
પાંડવે ભણવું ને ગણવું વિસાર્યું, જુગટું રમીને રાજ્ય
ગુમાવ્યું.
હાર્યા હસ્તી ઘોડા ને ઠાઠ, હાર્યા હસ્તીનાપુરનું રાજ્ય,
પછે પાંડવે વાત વિચારી, પછે હાર્યા તે દ્રૌપદી નારી.
ગદગદ કંઠે બોલ્યા રાજન, સતીને લાવો સભામાં જન,
એવું કેહેતાં દુઃશાસન ધાયો, જઇ સતીનો પાલવ સાહ્યો,
સતીએ મનમાં તે વાત વિચારી, પાંડવ દ્યુત રમતાં
બેઠા હારી,
ધાજો ધાજો અનાથના નાથ, મારી લજ્જા તમારે હાથ.

મારૂં તન ઉઘાડું રે થાશે, તમારૂં બાનાનું પત જાશે,
મેં તો દિશ દ્વારકા નિહાળી, મારી વા'રે ન ચઢયા
વનમાલી.
હરિનો ગરૂડ ગયો કંઈ ચારે, મારા કર્મનો આવ્યો પાર.
પછે કરમાં લાકડી સાહી, હરિ આવ્યા દ્વારકાથી ધાઇ,
સતીની ભીડે આવ્યા જગદીશ, બહેની ટાળો હૃદીયાની રીસ.
આસન આપ્યું છે અવળે હાથ, આવી બેઠા ત્રિભોવન નાથ.
હરિએ હાથે ઝાલી પંચાળી, એતો ઓવારણાં લે વારીવારી.
સાચું બોલોને મારા સમ, પાંડવ ધુત રમતાતા કયમ,
પાંડવ ધુત રમતાતા જ્યારે, હું તો નો'તો દ્વારકા ત્યારે.
એવું જાણું તો વેહેલો આવું, બહેની થાતો કલેશ શમાવું,
મુને કેશ ઝાલીનેરે તાણી, દુષ્ટ સભામાં દાસી કહેવાણી,
હુંતો ધ્રુશકે ધ્રુશકે રોઇ, મારી વહારે ન ચઢયું કોઇ
કર્ણ દ્રોણ જેવા રહ્યા જોઇ, હું તો ભરી સભામાં રોઇ
દુઃશાસને ચીર મારાં તાણ્યાં, રાજા ધર્મે નજરમાં ન આણ્યાં
એ તો કેહેવાય છે રાય ધર્મ, મારી વેળાએ થયા અધર્મ,
પવનસુતે તે બળ દાખવીયું, રાય ધર્મે તે વહાર ન કરીયું,
હું તો પાંચ પતિનેરે પામી, સહુકોને એકેકો સ્વામી,
કઠીઆરો ત્રીયાનેરે પાળે, રાંક રળી રળીને ખવડાવે,
પાંચ બેઠાં લોપી મારી લાજ, મારી વા'રે ન ચઢયા
મહારાજ.
બહેની દૃઢ રાખોને રે મન, આંસુ લુએ છે જગજીવન,
જેણે તાણ્યા તમારા રે ચીર, તેના હાથ કપાવું રાખો ધીર,
એ દુઃશાસનના હાથ કપાવું, બહેની વીર તમારો કહાવું,

એના સોએ સાથીને સંહારૂં, શિર રણમાં રડવડતું રે દેખાડું,
જેની સ્ત્રી સૂરજને નવ જોતી, તેને હીંડાડું રણમાં રોતી,
સતીની ભીડે આવ્યા જદુવીર, ત્રાગે ત્રાગે તે પૂર્યાં ચીર,
જ્યારે મળ્યા નરસૈંયાનો સ્વામી, સતી દ્રૌપદી આનંદ પામી.

## દ્વાદશ મહિના.

(સીતાજીના મહિનાના રાગે ગવાશે.)

સખી કાર્ત્તિક માસે કૃષ્ણજી, મૂકી ગયા રે મહારાજ,
રૂદન કરે રાણી રાધિકા, નેત્રે આંસુની ધાર,
હરિ વિના હૈડું સુકાય છે,
પાપી પ્રાણ ન જાય, લોભી જીવડો ન જાય,
શું રે જીવું સંસારમાં.
માગશર મહિને માન્યું નહીં, મારા મોહનલાલ,
સેજલડી રે શૂની પડી, પ્રભુ વિના કેમ રેવાય. હરિ.
પોષ મહિને પેખ્યા નહીં, જશોદાજીના કા'ન,
અધવચ મૂકયાં આ સમે, રડવડતાં રે વન. હરિ.
મહા મહિને મહારાજને, તેડી લાવો રે ઘેર,
નયણે નિર્ખું મારા નાથને, થાય લીલા રે લેહેર. હરિ.
ફાગણ ફૂલ્યો રે હે સખી, ફૂલ્યો કમળાનો કંથ,
હૈયામાં હર્ખ છે ઘણો, કેમ ખેલું વસંત. હરિ.
ચૈત્ર માસે ચિત્ત ચાલે નહીં, નવાં પહેરવા ચીર,
સ્વામી વિના શણગાર કેમ સજું, કેમ સોહાવું શરીર. હરિ.

વૈશાખે રે વન મોરીયાં, મોરી દાડમ દ્રાખ,
કોયલડી રે ટહુકા કરે, પાકી આંબાની સાખ. હરિ.

જેઠ માસે રે રવિ તપ્યો, વાય અતિશય લૂખ;
ભીતર ભડકો થઇ રહ્યો, કોઇ જાણે ના દુઃખ. હરિ.

અષાડ માસ ભલે આવીયો, વરસે ઘન ઘનઘોર,
ચહુ દિશ ચમકે રે વીજળી, મધુરા બોલે રે મોર. હરિ.

શ્રાવણ વરસ્યો રે સરવડે, વીજલડી બહુ થાય,
કઠિન હૈયાના રે કહાનજી, દુઃખ અળગાં ન થાય. હરિ.

ભાદરવો ભર ગાજીયો, વરસ્યો ચારે રે પાસ,
જ્યાં જોઉં ત્યાં જળ ભર્યું, વધ્યાં દુઃખનાં રે ઝાડ. હરિ.

આસો માસે હરિ આવીયા, આવ્યા અબળાની પાસ,
આશા પુરી એણે મનતણી, વહાલે રમાડયાં રાસ. હરિ.

બાર માસ પુરા થયા, આવ્યો અધિક માસ,
કર જોડી કરે વિનતી, ગાય નરસૈંયોદાસ.[1] હરિ.

---

[1] સંવત્ ૧૮૯૩ માગશર સુદિ ૧૪ ની લખેલી ચોપડીમાંથી આ મહિના શુદ્ધ કરીને ઉતાર્યા છે.

# પ્રેમાનન્દ ભટ્ટ.

## ન્હાની ભ્રમર ગીતા.

### *કડવું ૪૧ મું—રાગ રામગ્રી.

શ્રી શુક બોલ્યા સાંભળ રાયજી, શ્રી હરિ કેરી કહું તે કથાયજી
વસુદેવ મનમાં વાત વિચારેજી, રામ કેશવને થયાં વરસ અ-
ગીયારજી.

ઢાળ.

અગીયાર વરસને બાવન દિવસે, પ્રભુ પધાર્યા ઘેર,
ઉપવિત સમયની પ્રાપ્તી થઇ, હવે કરૂં તેની પેર.
પછે ગર્ગ ઋષિને તેડાવીયા, વસુદેવે વેગે કરી,
વસુદેવજીને વાંચી આપી, રામકૃષ્ણની જન્મોતરી.

---

* ગુજરાતી પ્રેસના શેઠ નટવરલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ. પાસેના એક હસ્તલિખિત કાવ્ય ઉપરથી કવિ પ્રેમાનન્દ કૃત આ ન્હાની ભ્રમરગીતા ઉતારી પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ હસ્તલિખિત કાવ્યના આરંભનાં, તેમ છેડાનાં કેટલાંક પાનાં ફાટી જવાથી કાવ્યનું નામ ઠામ વગેરે જણાતું નથી. તેમ જ ભ્રમર ગીતા વિના બાકીના કોઇ પણ કડવામાં કવિનું નામ પણ નથી. તો પણ કાવ્ય વાંચી જોતાં તે પ્રેમાનન્દ સુત કવિ વલ્લભ કૃત રતીકામાખ્યાન નામના કાવ્ય જેવું જણાય છે. તેથી વખતે તે કાવ્ય પણ આ હોય.

આ ન્હાની ભ્રમર ગીતામાં મંગળાચરણ નથી, તેમ કવિ પ્રેમાનન્દ કૃત મ્હોટી ભ્રમરગીતા (ભ્રમર પચીશી)

અતિ શુભ ફળ સાંભળી, વસુદેવ મન આનંદ,
વૃષભને ઘેર ચંદ્ર તેથી, હુવા બાલમુકુંદ.
ઉપવિત મુહૂર્ત માઘ સુદિ, પંચમીને ગુરૂવાર,
રેવતિ રૂક્ષ સોહામણૂં, યોગ વૃદ્ધિ બળકર્ણું સાર.
સ્થિર લગ્ન વૃષભ સાધીયૂં, શુરૂ ભ્રગુ કેંદ્ર ત્રિકોણુ,
બુધ શશી[1] શુભસ્થાન પામ્યા, અતિ બળ તેનું પોણુ.
ઉપદેશ ગુરૂ ગર્ગે કર્યો, એમ ગાયત્રિવૃત આશ્રમ થયા,
બ્રહ્મ તેજ તે વૃદ્ધિ પામ્યૂં, બ્રહ્મ કર્મ કરે રહ્યા.
પછે વેદાધ્યયન કરવા કાજે, થયા તત્પર શ્રી હરિ,
વસુદેવે દાન અનંત કીધાં, પરમેશ્વર પ્રીત્યે ધરી.
પછે અયુત ધેનુ સવત્સી, સાલંકૃત કરી અંબર[2] ધરી,
પૂર્વ સંકલ્પ સીદ્ધ કરવા, વીદ્રરને અર્પણુ કરી.
પછે વિદ્યાધ્યયન કરવા કારણુ, અવંતિપૂરમાં[3] ગયા,
સંદિપ સરખા સુરગુરૂ તેના, આશ્રમે જઇને રહ્યા.
ત્યાં વડો વિદ્યાર્થી ઋષિ સુદામા, નામે તે કાહાવે સહી,
પાઠ લેવા કારણે, રામ કૃષ્ણ બેહુ આવે તહીં.

---

સાથે સરખાવી જોતાં તેમાં સહજ ફેરફાર માલમ પડે છે. મ્હોટી ભ્રમરગીતામાં ઉદ્ધવજીએ, ગોપીઓને આપેલો વેદાંતનો ઉપદેશ, આ ન્હાના કાવ્યમાં ઘણો જ થોડો છે.

એમ અનુમાન થાય છે, કે કવિએ પ્રથમ આ ન્હાનું કાવ્ય રચી, પાછળથી તેમાં વધારો કરી મ્હોટું કર્યું હશે. આ ન્હાના કાવ્યનો સંબંધ બેસાડવા માટે, મ્હોટા કાવ્યનો થોડોક ભાગ અત્રે આવ્યો છે.

૧ ચંદ્ર. ૨ વસ્ત્ર. ૩ ઉજ્જન.

સાથે સ્વર બાંધી ત્રણે, તે કરે વેદની ધૂન,
એક સાથરે શયન કરતા, હરિ હળધર ને મુન.[૧]
એક દિવસ સમિધ લેવા, ત્રણે જણ વનમાં જાય,
ગુરૂપત્નીએ લેઈ ચણા આપ્યા, ભક્ષ વિધિ કરવાય.
તે સુદામાએ છેડે બાંધ્યા, હરિ હળધર જાણે નહીં,
વૃષ્ટિ વનમાંહે થઈ, ઘનઘટા અતિ ઘોરજ થઇ.
મુશળધારા થઇ તાંહાં, જળ થયું ચોપાસ,
વૈકુંઠ ઋષિ સાથે પડીયા, વૃક્ષ ચડીયા અવિનાશ.
તે ચણા ભક્ષ કરે ઋષિ, તેના દાંત કડકડ થાય.
સામા રહીને તે ઋષિને, પૂછે છે જાદવરાય,
કાંઇ ભક્ષ કરતા છો મુનિ, અમ ક્ષુધા[૨] પ્રકટી અતિ ઘણી,
કાંઇ વેહેંચી આપો મને કરી, યાચના ત્રિભુવન ધણી.
ત્યારે સુદામા કહે શીત[૩] લાગ્યૂં, તેણે કરી દંત કડકડે,
ખાવાનૂં નહીં પાસ મારી, માગો તે કાંહાંથી જડે.
હસીને કહે શ્રી હરિ તમે, દારિદ્ર દીસો ખરા,
એમ મિત્રદ્રોહી થયા તમે, અમે માગશું નહીં બહુ વરાં.[૪]
રાત આખી રહ્યા બેસી, શરીર પીડયાં શીતથી,
પ્રાતઃકાળે ગુરૂ પધાર્યા, શોધવા અતિ પ્રીતથી.
રામકૃષ્ણને હૃદે ચાંપ્યા, પાંમ્યા છો અતિ દુઃખ ઘણૂં,
મસ્તકે હાથ ફેરવીને, વાત્સલ્ય કીધૂં અતિ ઘણું.
રામકૃષ્ણ ને ઋષિ સુદામાને, તેડી ઘરમાં આવીયા,
પત્નીને કહે કેહેર કીધો, શાંને વનમાં ચલાવીયા.
અતિ હર્ષ ગુરૂને મન થયો, ભણાવે વિદ્યા એહ,

૧ મુનિ. ૨ ભૂખ. ૩ ટાઢ. ૪ વાર.

ચોશેઠ દહાડે ચૌદ વિદ્યા, ભણ્યા બંને ભાઇ તેહ.
પછે પત્ની પ્રત્યે કહે ગુરૂ, રામકૃષ્ણ મોટા કો સહી,
મર્ણ પાંમ્યો પુત્ર તેને, માગજે લાવો અહીં,
તતકાળ આંણી આપશે, એને વિલમ કાંઇ થાશે નહીં,
ગુરૂ દાક્ષણા માગજે તું, તુજ પાસ હું મોકલૂ કહી.
પછે સકળ વિદ્યા સીદ્ધ થઇ, ત્યારે ગુરૂ ચર્ણે નમ્યા,
આજ્ઞા લેવા આવી ઉભા, ગુરૂને મનમાં ગમ્યા.
ગુરૂ દક્ષિણા માગીએ, જે માગો તે આપૂં અમો,
સંકલ્પ વિકલ્પ મન રખે કરતા, મારા સમ જો ગુરૂજી તમો.
ત્યારે ગુરૂ કહે હું શું માગું, ગુરૂપત્ની કહે તે આપજો,
ઘણું કષ્ટ પામે ગૃહીણી, તમો તેહના દુઃખને કાપજો.
ગોરાણીને ચર્ણે લાગ્યા, ગુરૂ દક્ષિણા માગો માય,
જે માગશો તે આપીશું, રખે ધરો મન ચિંતાય.
ગુરૂપત્ની કહે તમે માગ્યું આપો, સૂંણો મારૂં વચન,
સમુદ્ર જળમાં પૂત્ર બુડયો, તે આંણી આપો તન.
તતકાળ બેઠા રથે ચડી, શ્રીકૃષ્ણ ને બળદેવ,
સમુદ્ર કાંઠે આવીયા તે, ક્ષણ એકમાં તતખેવ.
ત્યાં આવ્યા દીઠા કૃષ્ણને, ત્યારે સમુદ્રે પૂજન કરી,
આજ્ઞા આપો દાસને, શે કારણ આવ્યા શ્રી હરિ.
ત્યારે કૃષ્ણ કહે ગુરૂપુત્ર મારો, લેહેર તારીમાં લય થયો,
લાવ્ય વેગે તેને અહીં, એમ ઉત્તર શ્રી હરિએ કહ્યો.
ત્યારે રત્નાગર કહે શ્રી હરિ, મારી પાસે તે નથી,
પંચજન્ય છે અસુર મુજમાં, પૂછો તેહેને સર્વથી.

તત્કાળ જળમાં નંખાવી, તે અસુરને હેલાં[1] હણ્યો,
પછે ખોળ્યું ઉદર[2] તેહનું, પુત્ર ગુરૂનો નવ જડયો.
પછે શંખ કરમાંહાં ધરીને, પ્રભુ પોતે બહાર પધારીયા,
જગદીશ રથ ઉપર ચડીયા તે, જમપુરીમાંહાં આવીયા.
શંખ ફૂંકયો શામળે, ઘન ઘોષ તેનો સાંભળી,
જમરાય આવ્યો હાથ જોડી, સ્તુતિ કરે ઘણું મન રળી.
મહારાજ મુજને પવિત્ર કીધો, દર્શન દીધું દાસને,
અપરાધ મારો ક્ષમા કરીને, દીજીએ મને આસને.
ત્યારે કૃષ્ણ કહે ગુરૂ પુત્ર મારો, સદન[3] તારે આવીયો.
લાવ્ય તેને ઉતાવળો તું, ગુરૂ દક્ષિણા અર્થે ચલાવીયો.
જમરાયે લાવી મૂકયો તેને, કૃષ્ણને સાંપ્યો સહી,
રથે બેસાડી લાવ્યા ઘેરે, ગુરૂપત્નીને આપ્યો જઇ.
ગુરૂને જઇ ચર્ણે લાગ્યા, વળી આજ્ઞા કીજીએ,
જે માગો તે આપૂં તમને, મન વાંચ્છિતને આપીએ.
સંદિપ ઋષિ કહે સર્વસ્વ પાંમ્યો, કૃપા શ્રી હરિ રાખજો,
અપરાધ અજાણે થયો હશે, સર્વ શ્રી હરિ સાંખજો.
હાથ મૂકી મસ્તક ઉપર, રામકૃષ્ણને એમ કહે,
સામ્રાજ્યને તમે પાંમશો, કો સમોવડ તમ નહીં રહે.
પગે લાગી રથે ચડયા, આનંદ પાંમ્યા મન ઘણું,
મેઘનાદે રથ ચલાવ્યો, શોભા તેહની શી ભણું.
મથુરાપુરીમાંહાં વધામણી, ગોવાગા લાવ્યા જે સમે,
ઉગ્રસેન વસુદેવજીએ, ઉચીત આપ્યું તે સમે.
ઘેર આવ્યા ભ્રાત બંને, તાત માતને જઇ નમ્યા,

૧ તાકીદે. ૨ પેટ. ૩ ઘર.

ઉગ્રસેનને પ્રણામ કીધા, નગર લોક આવી નમ્યા.
પછે એકાંતે બેઠા શ્રી હરિ, બળભદ્ર ઉપવને ગયા,[1]
ત્યારે સંભાર્યાં નંદ જશોદા, સુખ અતિ મન આતુર થયા.
વળી સંભાર્યા સહુ ગોપને, વન વેણું નાદ તેને સહી,
પછે કુંજ લીલા સાંભરી, ત્યારે ધીરજ પ્રભુને રહી નહી.
ગોપી જનનો સ્નેહ તેને, સંભારી શ્રી હરિ,
અતિશય ઉદ્વેગ[2] પાંમ્યા, ઉદ્ધવ તેડયા ખપ કરી.
તતકાળ ઉદ્ધવ આવીયા, તેણે દીઠા હરિ શોકે ભર્યા,
પછે વિનય કરીને પૂછે ઉદ્ધવ, શ્રી હરિ શું સાંભર્યા.
વદન સૂકે શોકથી, નિશ્વાસ મૂકયો નાથજી,
એ રૂપ દેખી દાસનૂં તો, હેડું જાશે હાથથી.
કહો કારણ શું છે સ્વામી, મને કાંઈ સૂઝે નહીં,
(ત્યારે) હરિ કહે વ્રજની વિનતા, હૃદય ચડી આવે સહી.
મને સ્નેહ તેહનો સાંભરે, મારૂં ધીરજ રાખ્યું નવ રહ્યું,
એ કષ્ટ મુજને થયૂં મોટું તૂ વિના કોહોને કહું.
તે અદર્શન[3] થઇને આવ્યો, વલવલે તે ગોપિકા,
અઘટતું કીધૂં ઘણું મેં તે, સ્મરે અવગુણ પોતિકા.
જો તે સમે તેને દેઉ દેખા, તો આવવા મને દે નહીં,
કલ્પાંત કરે તે કામિની, નિશ્ચે મરે, જીવે નહીં.
તે વિરહ વ્યાકુળ થઇ પડયાં, જઇ જુઓ હોય કોઇ જીવતી,
મમ સંદેશે શાંતિ કરો ભાઈ, એ છે મારી વિનતી.
ત્યારે ઉદ્ધવ કહે વિનય કરી, પ્રભુ એ તો મારૂં કામછે,

૧ ખરૂં જોતાં અહિંથી ભ્રમરગીતાનો આરંભ થયો જણાય છે. ૨ કલેશ શોક. ૩ છાનો, ગુપ્ત.

હવે શોક તજવો નાથજી, કહી ગોકુળ આવ્યા તે પછે.
રથ ચડીને થયા તત્પર, હરિ ચર્ણ વંદી કરી,
સાયંકાળે આવ્યા ગોકુળ, નંદ કહે આવ્યા હરિ.
રથ થકી જ્યારે ઉતર્યા ત્યારે, ઉદ્ધવને દીઠા સહી,
નંદ જઇને ભેટીયા ત્યારે, જશોદા આવ્યાં તહીં.
ઉદ્ધવજીને આતિથ્ય કીધૂં, ખાંત સર્વે કરી,
સજ્યા રૂડી સમારીને, ત્યારે ઉદ્ધવ બેઠા ત્યાં જઇ.

વલણ.

જઇ બેઠા ઉદ્ધવ સેજ ઉપર, પછે નંદ આવ્યા હિત ધરી,
જશોદાજી આવીયાં તે, વિનય કરી પૂછે સહી.

કડવું ૪૨ મું—રાગ કાલેરો ( કડવું ૧ લું. )

નંદજી કેહેરે તમે સુણો ઉદ્ધવજી, હરિએ શું કીધૂંરે,
મુજને કહ્યુંરે તમે ગોકુળ પધારો, એમ કહીને આલિં-
ગન દીધૂંરે—નંદજી
એ સંસારની માયા ખોટી, આજ મેં જાંણી વાહાલારે,
કૃષ્ણેરે જ્યારે મુજ તરછોડયો, ત્યારે ધરવા મનોર્થ
ઠાલારે—નંદજી.
મુજને એનો ભરોસો ભારે, જે ઘરડપણ પાર ઉતરશું રે,
તે રે સર્વે ઠેકાણે લાગ્યૂં, હૃદયે તો રોઇ રોઈ મરશું રે.
નંદજી.
શું પરાક્રમ કહું એ પ્રભુ કેરાં, હૈડું આવે ભરાઇ રે,
અતિ સુખ આપ્યાં અમને તે, શું કહું મુખે ગાઇ રે.
નંદજી.

વાયુ વૃષ્ટિ અનલથી[1] ઉગર્યા, અસુર તણા ભય મોટારે,
અતિશે સ્નેહ જણાવ્યો અમને, તે સર્વે થયા ખોટારે.
નંદજી.
ઈંદ્ર અહીનાં[2] માંનને માંડયો, જમના નિર્વિષ કીધીરે,
વરૂણ બંધનથી મુજને મૂકાવ્યો, શિક્ષા તેહને કીધીરે.
નંદજી.
ઠામ ઠામ એણે ગોકુળ રાખ્યૂં, અતિ ઉત્પાતથી મરતૂં રે.
તે રે પ્રભુએ કેમ કર્યું ભાઈ, આવું કામ જે નરતૂં રે.
નંદજી.
ગુણ ગોવિંદના સંભારીને, વજ્ર હ્રદય નવ ફાટે રે,
ઉદ્ધવજી શું કહું હું તમને, કાં ન માર્યા હરિએ હાથે રે.
નંદજી.
એવે સમે જશોદાજી આવ્યાં, બોલ્યાં તે વેણ વિચારી રે.
વસુદેવે અમને દાહ દીધો, માર્યા હાથ કટારી રે.
જશોદા કેહે તું સાંભળ વીરા.
પુત્ર અમારો સહુ કોઇ જાંણે ત્રણ ભુવનમાંહાં વાતરે,
ભાટ બંદિજન બ્રાહ્મણ એની, સાક્ષી પૂરે સાક્ષાત રે.
જશોદા.
કામકાજ મેં સર્વે તજીયાં, એ પૂઠે દિવસો ખોયા રે,
મહા કષ્ટે ઉછેર્યો સૂતને, સુખ અમારાં ખોયાં રે.
જશોદા.
પ્રાતઃકાળે હું ધેનૂ દોહીને, પાતી હુતી નિત ઉઠી રે,
વલોણાં વલોવીને માંખણ આપૂં, તે વાત થઇ સહુ જૂઠી રે. જશોદા.

---

1 અગ્નિ, દાવાનળ. 2 બ્રહ્મા.

ચંપેલ[1] ચોળી સ્નાંન કરાવૂં, ઉષ્ણોદક[2] સહ સેહેતે રે,
ખાન પાન કરાવતી એને, તે વિસર્યો તે અલેહેતે[3] રે.
જશોદા.

રોજ તો ભાજન[4] ગોળી ફોડે, માંખણ લેઇ જાય નાશીરે.
ને ખવડાવે માંકલડાંને, એવી તો એની હાંસીરે. જશોદા.
જમવા તેડું તો નહીં આવે, રીસાઇ જાય બા'ર રે,
તેની પૂઠે ફરતી હીંડું, આવો દેવ મોરાર રે. જશોદા.
નંદ બેસી રહે જમવા અર્થે, તેને નહી ગમે ફાવે રે,
કાલાવાલા તે કરતાં વીરા, રમવૂં મૂકી નહીં આવે રે.
જશોદા.

અનેક પ્રકારે અમને રંજાડે, ફરે બહુ તે પેર રે,
ચંદ્ર કહે ચૂંટીને આપો, એણી પેરે કરે કેહેર રે.
જશોદા.

પૂત્ર જાંણીને સ્નેહ સાંપ્યો, એવી એની કરણી રે,
ઘરમાંની વાત ગુહ્યની તે, બહારે કરે વરણી રે. જશોદા.

વલણ.

બહાર કરે વાત વરણી કરી, એવાં એનાં ચેન રે,
અંતે ગયો મૂકી રોતાં, તેણે ફૂટયાં અમારાં નેન રે.

કડવું ૪૩ મું-( કડવું ૨ જું ) રાગ સામેરી.

એમ દંપતીનૂં દુઃખ જાણી, ઉદ્ધવજી બોલ્યા વાણી,
તમે આત્મજ્ઞાન વિચારો, કૃષ્ણ કયાં થકી પુત્ર તમારો.

---

૧ ચંપાનાં ફૂલનું તેલ. ૨ ગરમ પાણી. ૩ અજાણે.
૪ વાસણ.

## ઢાળ.

ક્યાં થકી એ પુત્ર તમારો, ચૌદ લોકનો રાજીયો,
શ્યામલીઓ એ શહુસ્ર સિર્ષા, જેની નાભિથી બ્રહ્મા થયો.
દેવાંગના ને શારદા, તે પાંમે નહીં માતાપણું,
તે પ્રભુને પુત્ર કહેતાં, બંધન છે બાઈ તમ તણું.
આધ મધ્ય ને અંત જેનો, પાર કો પામે નહીં,
તે કોણ પ્રકારે જશોદા, તું કૃષ્ણની માતા થઈ.
એને દેવકીએ નથી પ્રસવ્યો, તમે ઊછેર્યો નથી,
એ ઉપદેશ માની પુત્ર ભાવને, તજો તમે સર્વથી.
ક્ષણ એક માત્ર અળગો નથી, એનૂં સ્વરૂપ અંતરમાં ધરો,
જગત પિતા બાઇ પુત્ર કોનો, મીથ્યા વિયોગે શું રડો.
એ સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, એનું રૂપ હૃદીયામાં ધરો,
એ પૂર્ણ પુરુષોત્તમ બ્રહ્મ જાંણી, પુત્ર ભાવને પરહરો.

## કડવું ૩ જું—રાગ રામગ્રી.

વળતી જશોદા બોલાયાં, ઉદ્ધવ સાંભળો રે,
અમો અજ્ઞાનીનાં મન તે, કાળો કામળો રે.
તેને ન ચડે બીજો રંગ કે, પહેલી શ્યામતા રે,
અમો ગુણ હીણાં ગોવાળ, જ્ઞાન નથી પાંમતાં રે.
એને તમે કહો પરિબ્રહ્મ, બ્રહ્માદિક નવ લહે રે,
હું કેમ આંણૂં વિશ્વાસ, બાંધ્યો મેં અનુખલે[1] રે.
પ્રસવવાનો તે કાળ, સ્રીને ઘણૂં દોહલો રે,
તે મેં રાખ્યો દશ માસ, ગર્ભમાં વિઠ્ઠલો રે,

---

[1] ખાંણીએ.

એને પોઢાડચો મેં તો પાળણે, ગાતી હાલરૂં રે,
હું તો તે સુખને સંભારી, રોઇ રોઇ મરૂં રે.
(હાં રે) સોને મઢીયો શાર્દૂલ[1] નખ તે, હૈડે હીંચતો રે,
મુખ ઉપર આવતા કેશ, આંખડલીમાં વારતો રે.
એ તો જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ખીજતો રે,
જ્યારે વઢતાં બે માંજાર, કોટે આવી વળગતો રે.
એના કુંડળનાં પ્રતિબિંબ, પડતાં ગોરા ગાલમાં રે,
લઘુ ચર્ણે ચાલતો ચાલ, આ પરસાળમાં રે.
( એ તો ) ગોવિંદ બોલતો ગુંગણું ગુંગણું, મુખ ભર્યું માટીએ રે,
પ્રભુ તે સુખને સંભારી, હૃદીએથી ફાટીએ રે.
એને ઘુઘરીઆલી ગોફણી, લટકે નથનું મોતી રે,
એ તો ઠમક ઠમક ચાલતો ચાલ ( ત્યારે ) પુઠ વાળી હું જોતી રે.
એ ( તો ) રડતો ખંચતી ઘુઘરી, પગની પાંનીએ રે,
તેને તમે કહો પરિબ્રહ્મ, અમે કેમ માંનીએ રે.
જો એ ત્રણ ભુવનનો નાથ, (તો) ચારે કેમ ગાવડી રે,
માટે એ માહરો પુત્ર, એની હું માવડી રે.

કડવું. ૪ થું–રાગ રામગ્રી.

વાતડલી કરંતાં રે, રાતડલી વહી ગઇ રે,
હરિ ગુણ ગાતાં, ના આવ્યો પાર;
ચરિત્ર ભણંતી રે, વિરહે વ્યાકુળી રે,
ઘેર ઘેરથી નીકળી વ્રજ વાર. વાતડલી.

---

૧ વાઘનખ

પ્રેમનાં વચન રે, મહીઆરી તણાં રે,
સાંભળી ઉદ્ધવ ધરતા કાન;
ધમ્મિલને વારી રે, દોહોતી ધેનને રે,
ધરતી ધણીધેરનૂં ધ્યાંન. વાતડલી.

તાંણુતી વલોણું રે, ગુણુને સંભારતી રે,
ખળકે કંકણુ ચુડલો હાથ;
ચરિત્રને ગાતી રે, ચતુર્ભુજ કેરડાં[1] રે,
ગોપીએ પૂજ્યા ઉમિયાનાથ. વાતડલી.

ઠમકે ને ક્રાંબી રે, ઝાંઝર ઝમકતાં રે,
ધમકે ઘૂઘર અણુવટ વેહેડ,
વાહાણૂં વાતે રે, ગોપી સહુ નિસરી રે,
કે ભરવા જમના જળની હેલ. વાતડલી.

રથ એવે દીઠો રે, નંદજીને આંગણે રે,
પપડી તેને પેટડીયામાં ફાળ,
વળી શાંને પાપીએ, આંહી આવીયો રે,
અક્રૂર અમારા જીવનો કાળ. વાતડલી.

પ્રાણુ અમારા રે, પ્રથમ તે લેઇ ગયો રે,
ફરી શું લેવા આવ્યો દેહ,
આપણુ સો મળીને રે, સખી એને મારશું રે,
છો છો એકલો આવ્યો એહ. વાતડલી.

(કે) સૂણી ધસી આવ્યા રે, ઉદ્ધવ આંગણે રે,
ગોપીએ જાંણ્યા જાદવરાય,

---

૧ કેરાં, નાં.

પ્રેમાનંદ પ્રભુએ રે, મુજને મોકલ્યો રે,
ગોપી લાગ્યાં ઉદ્ધવને પાય. વાતડલી.

કડવું. ૫ મું—રાગ મારૂં.

પછે ઉદ્ધવ બોલ્યા વાણી, ગોપી સુણજો સહુ ચિત્ત આંણી,
હું તો શ્રી મથુરાથી આવ્યો, બાઇ શ્યામ સંદેશો લાવ્યો.
મને મોકલ્યો શ્રી મહારાજે, કહું પ્રકટ શાની છે લાજ,
હરિનું અહીં મન ને ત્યાં છે ગાત્ર, નથી વિસરતા ક્ષણ માત્ર.
ગોપી ગોપી તે કરતા હીંડે, ઘણું સ્નેહ તમારો પીડે,
ઝંખનામાં જપે તમ નામ, ઘણું વિકળ સુંદર શ્યામ.
તેને તમ વિના કળ નથી પડતી, વૃષભાન સુતા હૃદે
ચડતી;
તેનું મન ઘણું તમમાં લીન, જેમ જળવિના તલપે મીન.
સુણી વ્રજ વનીતા ઘણું હરખીં, લાગી વાત તે સમણા
સરખી,
ઝાલી ઉદ્ધવજીનો હાથ, હરિજન જાંણી ભીડી બાથ.
પછે તેડીને ચાલ્યાં એકાંત, કીધું પૂજન શ્રીહરિ ભ્રાત,
વળી પ્રીતે ચર્ણોદક પીધું, ગણું માન ઉદ્ધવને દીધું.
વિપ્ર પ્રભુના સેવક જાંણી, પછે ગોપિકા બોલ્યાં વાણી.

કડવું ૬ ઠું રાગ મારૂ.

તમે વિઠ્ઠલજીના વીર, વીઠ્ઠલ જેવા છો,
હાંરે દીઠા (રૂપે) જીવણજીની જોડ, જોઉં ગુણે કેવા છો.
બળભદ્રજી સરખા ભ્રાત, તેમાં કાંઇ અંતર છો,
તમને કહી હરિએ વાત, પ્રીત નિરંતર છો.

ગોપી ગોવિંદજીની ગોઠ, વીધીથી વેગળી,
તે તો આવી તમારે હોઠ, કેમ કહો મન રળી.
માટે જાંણી જે તમ વિશ્વાસ, હરિને આંપ્યો છે,
એણે મેલી પોતાની લાજ, સંદેશો કાહાંવ્યો છે.
માટે મૂકી કરો તમે વાત, ધીરજને આલંબી,
અમે સકળ હરિનાં દાસ, નથી કો એમાં કુડી,
અમ મથુરામાં વસે પ્રાણ, અહીં તન વર્જ્યાં છે,
માટે કેહેજો સહુ સંદેશ, નથી કોની લજ્જા છે.
અમને વજ્ર વિજોગ માર, કાળજે ઘા રે પડયા,
અમો હાર્યાં સોળ હજાર, દાસીના દાવ પડયા.
તેના ભાગ્ય તણો નહીં પાર, હાથ તેને ચડયા,
તેણે પૂજ્યા નંદ કૂમાર, અમોથી દૂર પડયા.
અમ પ્રાણ તણા આધાર, પાર નથી દુઃખનો,
અમો તજ્યો સકળ સંસાર, તે બેઠો સુખનો.
અમે દુખીયાં હળધર વીર, કીધાં કપટ કરી,
જઈ મથુરામાં મહારાજ, શુભ કંન્યાને વરી ?
તેને સકળ અંગે ખોડ, રોડ[1] જેવી દીસે,
તેને વરીયા શ્રી રણછોડ, અતિ ઘણું મન હીસે,
એણે ખોઇ લાખ ટકાની લાજ, લુલી મળી લોભીને,
રંક ઉપર શ્યામળીયો સૂર, માર્યો પેલા ધોબીને.
અમે જાંણી આંણ્યો વિશ્વાસ, મનથી દુઃખ તજ્યું.
જેણે મેહેલ્યાં માને બાપ, તો અમારૂં શું રે ગજ્યું.

---

૧ રોડા જેવી.

અહીં હુતા શામળા શ્યાંમ, તાંહાં થશે ગોરટા,
થયા મથુરામાં શાહુકાર, કોણુ કહે ચોરટા.
જેણે આવી જમનાની તીર, ચીર ચોરી લીધાં,
પછે ચડીને બેઠા કદ્દંબ, અમને નગ્ન કીધાં.
પછે વનમાં તેડીને નાથ, રાસ રમાડીયાં,
લીધી સકળ અમારી લાજ, પછે બહાર કાડીયાં.
એમ પાખંડ કીધાં અનેક, શું કહીએ તમને,
એનું નામ નહીં ચિત્ત એક, આજ તજ્યાં અમને.
દીએ પાખંડીને દંડ, રાય કંસ એક હુતો,
આજ નહીં કો પૂછનાર, પરમેશ્વર સુતો !
શું કરે જશોદા રાંક, રોઈ રહી માવડી,
જો રે હોય કો બીજી માત, લેઇ જાય ચાવડી.[1]
અમો વ્રજવાસી સહુ નાર, દાસીને મૂકીને,
કુબ્જામાં દીઠો સાર, વર્યા હરિ ચૂકીને.
કહે વિરહ ભરીત[2] નાર, નયણે નીર ઝરે,
પ્રેમાનંદ પ્રભુ શ્રી કૃષ્ણ, મનથી ના વિસરે.

કડવું ૭ મું. રાગ સોરઠી.

મથુરા નાં હોય એ તો જમની નગરી, ફરી મળવાથી
થયાં નિરાશ,
ઉદ્ધવ આશા શી ત્રિકમની, ફોકટ પડીયાં પ્રેમને પાસ.
મથુરા.
ઉગ્રસેન મહા ધર્મીષ્ટ રાજ, ન્યાય કરે અદ્દભૂતરે,
ચિત્રગુપ્ત તે સત્યકી જાદવ, અક્રુરિયો જમ દૂતરે. મથુરા.

---

૧ ચોરે, ચબૂતરે. ૨ ભરેલી.

અક્રૂરે ગોપી સઉ વશ કીધી, હરીયો પ્રાણ કાહાનુડો રે,
કુળવંત ! કુબ્જા ખેતરણીમાં, વિશ્વાસઘાતી બુડયો રે.
મથુરા.
અમો વિકળ થયાં વિજોગે, દાઝ્યાં, તે બેલીને કાંઇ
નહીં જાણું રે,
પ્રેમાનંદ પ્રભુએ મોકલીયૂં શું, જમપૂરીથી આંણું રે.
મથુરા.

પદ ૮ મું—રાગ સામેરી.

મોહનજી મથુરા જઇ વસીયા, પ્રીત ઉદ્ધવની દીઠી રે,
પર ઘર લોભી લખી નહીં શકીયો, ચાર અક્ષરની
ચીઠી રે. મોહનજી.
ગામમાં પેસતાં કંન્યા પાંમ્યો, ચોળવી ના પડી પીઠી રે,
વર કાળો ને કુબડી કુબ્જા, લોક હસાવ્યા ઠીઠી રે.
મોહનજી.
ગોપીનાથ એને કોણ કેહેશે, એણે વાળી તે હદની ચીઠીરે,
માંખણ ખાઇ ભીખ મગાવી, છાશ ગોકુળની મીઠી રે.
મોહનજી.
વલોવતાં નવનીતને[1] લેતો, કરતો ગોળી અજીઠી[2] રે,
ગોવિંદ વિના એ ગોકુળમાં ગોઠ[3] ન લાગે મીઠી રે.
મોહનજી.
પ્રેમાનંદના પ્રભુજી શમાવો, વિરહ તાપ અગીઠીરે.
મોહનજી.

---

૧ માખણ. ૨ એંઠી. ૩ વાત.

### કડવું ૯ મું—રાગ કાલેરો.

ઉદ્ધવ શું કીધૂ રે, એણે શામળીએ,
નિર્ગુણના ગુણ સંભારીને, અંતરમાં પરજળીએ. ઉદ્ધવ.
કુટુંબ તે સઘળું વેરી કીધૂં, હરિશું માયા લાગી રે,
એ લોભી લોક થઇને બેઠાં, પરહરીયાં અમ અભાગી.
ઉદ્ધવ.
લાજ મૂકાવીને વસ્ત્ર હરી લીધાં, વપુ અમારાં જોયાં,
મનમાન્યું પોતાનું કીધૂં, ગોવાળીએ વગોયાં. ઉદ્ધવ.
સાચી પ્રીત પ્રભુજીની જાંણી, શરીર અમારાં સાંપ્યાં,
પ્રાણનાથ પરદેશી થયા, તે તો કર્મ અમારાં કોપ્યાં.
ઉદ્ધવ.
ગુપ્ત વાત ઉઘાડી કરતાં, ઉદ્ધવ મરીએ લાજે,
શરદ સમેનું સુખ સંભારી, મનડાં અમારાં દાઝે. ઉદ્ધવ.
જુઓને ઉદ્ધવજી આ ભમરો આવ્યો, કો એક સખી
ગુણ ગાતો,
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, નારીના ગુણ ગાતો. ઉદ્ધવ.

### કડવું ૧૦ મું—રાગ વસન્ત.

હાં હાં ભોગી ભમરાને હો ઉદ્ધવજી ભમતો ભાળો રે,
રખે સખી જંતુ કરી જાણે, ધૂર્ત્ત કપટી એ કાળો રે.
ભોગી.
જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ,
કાળાની સંગે જો ફરતાં, કો એક દહાડો મરીએ. ભોગી.
જો ઝીલીએ[1] કાળીના[2] દ્રહમાં, તો ઉદ્ધવ અધવચ બોળે,

---

૧ નહાઇએ. ૨ યમૂનાનો ધરો કાલિંદી.

વિશ્વાસ આપીને કાળો કાપે, મસ્તક મૂકીએ ખોળે. ભોગી.
જો કાળા કેશને તેલે પોખીએ અંતે ધોળા થાય, રે.
પંથી જો કુશળે ન આવે, જે કાળી રાતે જાય. ભોગી.
આ કાળો મધુકર કરે ચેષ્ટા, ને લેવા ઇચ્છે મકરંદરે
કુસુમ ઘટા દેખી ગોકુળની, કરે નાંના વિધ ફંદ. ભોગી.
આજ નીરસ કુસુમ વૃંદાવન, મધુકર જા તું વનમાં રે,
શિવ પ્રસાતિ કુસુમ વાસના, ખુંચી છે તુજ તનમાં. ભોગી.
તારૂં વદન અતિરક્ત થયું છે, સોકયનું કુમ કુમ લાગ્યૂં રે,
તે રે દેખાડવા શું રે આવ્યો, મધુકર જો અહીંથી મન
ભાગ્યૂં, ભોગી.
અમ પાગે[1] શું ફરી ફરી લાગે, ધૂર્ત્તકને નવ ધીરૂં રે,
તુટયું મન સાંધ્યૂ કેમ જાયે, જેમ મોતી વચ્ચેથી ચીર્યૂં.
ભોગી.
ગોપ વધુ કહે ઉદ્ધવજીને, આ કાળાનાં કૌતુક નિર્ખો રે,
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભમરા સરખો. ભોગી.

કડવું ૧૧ મું–રાગ ગોડી.

રાધા—

કૃષ્ણા કેહે છે કૃષ્ણને, સુણ્ય ભમરા રે,
શું લાવ્યા ખટપદ[2] વેશ, ભોગી ભમરા રે.
શકે આલિંગન દઇ સોકયને, સુણ્ય ભમરા રે.
મુખે લાગી કુમકુમ રેખ, ભોગી ભમરા રે.
હોય ચાર ચર્ણ જે જીવને, સુણ્ય ભમરા રે,
તેનું પશુમાં નામ ગણાય ભોગી ભમરા રે.

---

૧ પગે. ૨ છપગનો ભમરો.

તેને જ્ઞાન ન હોય પોતાતણું, સુણ્ય ભમરારે,
મુખ ઘાલે ઉચ્ચિષ્ટ માંહ્ય. ભોગી ભમરા રે.
છે ખટ ચર્ણ તારે વિષે, સુણ્ય ભમરા રે,
માટે દોઢ પશુ તું કેહેવાય. ભોગી ભમરા રે.
રાધા રૂપી ચંપકને પરહરી, સુણ્ય ભમરા રે,
કીધો ધંતૂરે વિશ્રામ. ભોગી ભમરા રે.
આ મધુવન પ્રફુલ્લિત થયું, સુણ્ય ભમરા રે,
તાંહાં પામીશ તૂં પરિમલ[1] ભોગી ભમરા રે.
આજ નિરસ કુસુમ વૃંદાવનતણાં, સુણ્ય ભમરા રે,
વનમાલી ન સીંચે જળ. ભોગી ભમરા રે.
છે શ્વેત માળા તારા કંઠમાં, સુણ્ય ભમરા રે,
શૂં કુબ્જાએ આપી એહ? ભોગી ભમરા રે.
પ્રેમાનંદ પ્રભુ તૂંને ઓળખ્યો, સુણ્ય ભમરા રે,
તારો નિપટ ઓછો નેહ, ભોગી ભમરા રે.

કડવું ૧૨ મું-રાગ મારૂ.

ઉદ્ધવ—

તજો બાઈ કામ ક્રીડા ભોગ,
સંદેશો શ્રી કૃષ્ણે કાહાવ્યો, સાધો સહુકો યોગ. તજો.
જેમ ઈંદુનાં[2] પ્રતિબિંબ બહુવિધ, પ્રથક્ પાત્રે થાય,
જળ તરંગ ને કનક ભૂષણ, તેમ જગમાં જદુરાય. તજો.
જેમ વસ્ત્ર નાંના ભાતનાં પણ, વિચારે એક સૂત્ર,[3]
તેમ જ્યાં જોઇએ ત્યાં રહ્યો વ્યાપી, એક જશોમતિ
પુત્ર. તજો.

---

૧ સુગંધ. ૨ ચંદ્ર. ૩ સૂતર.

પાવક[1] છે જેમ કાષ્ટમાંહે, જેમ દધી મધ્યે નવનીત,[2]
તેમ પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, ઓળખવાની એ રીત.
તજો.

## કડવું ૧૩ મું—રાગ સામેરી.

ગોપિ—

યોગ કાહાંવ્યો રે, શ્યામળીએ યોગ કાહાંવ્યો રે.
દાઝયા ઉપર દુખડું રે, ઉદ્ધવજી લૂણ લાવ્યો રે. શ્યામ.
સંદેશાથી સંદેહ ટાળ્યો, પ્રીત પૂરણ કોણ જાણે રે,
વીંછી થઇ વામાને વળગ્યો, દયા કશી નવ આણે રે શ્યામ.
અમને અક્રૂરે કર્યાં જોગટાં, બેઠાં કૃષ્ણ વળાવી રે,
અક્રૂર અમારો ગુરૂ થયો, ગયો રાખ ચોળાવી રે.શ્યામ.
એ યોગ જ્ઞાનનું મીસ કરી, અમને ઉત્તર દીધો રે,
સાધ[3] પુરૂષના સ્નેહનો અમે, લાહાવો લીધો રે. શ્યામ.
ઉદ્ધવજી તમે ગામ પધારો, અમારી પુઠડી મૂકો રે,
કુબ્જાને જઇ યોગ ધરાવો, તમે શંખને ફુંકો રે. શ્યામ.
આભ્યંતર[4] અમને રહ્યો વ્યાપી, મારો વ્રજનો વાહાલો રે,
શરીર અમારામાં કૃષ્ણ વિના, નથી ઠાંમ જ ઠાલો રે. શ્યા.
કાંના લગી જેમ કુંભ ભર્યો, તેમાં જળ કેમ માય રે,
નખ શીખમાં નંદલાલ વસે, યોગ તે નાં સમાયરે. શ્યામ.
ગોપી જનની ભક્તિ દેખીને, ઉદ્ધવનો ભ્રમ ભાગ્યો રે,
ધન્ય ધન્ય માતાજી ભક્તિ તમારી, ઉદ્ધવ પાયે લાગ્યો રે.
શ્યામળીએ.

---

૧ અગ્નિ, દેવતા. ૨ માંખણ. ૩ સાધુ. ૪ અંદર.

જો રે અવતારને આપો વિધાતા તો, આપજો ગોકુળ માંહ્યરે,
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણને મળવા, ઉદ્ધવે માગી વિદાયરે. શ્યામ.

કડવું ૧૪ મું—રાગ મેવાડો.

હરિને કેહેજો રે, હો હરિને કેહેજો રે,
હરિને કેહેજો એટલું રે,
હાં રે પોહોત્યો સદેશો મહારાજ.
મોસાળ ઉજાડ્યું રે, મામાને મારીયો રે,
હાં રે ઘણી કુળને લગાડી લાજ.
ભાઇ જઇ કહેજો રે, હરિને એટલું રે.
ગોકુળ શુનું રે, હો વાહાલાજી તમ વિનારે.
હાં રે શુની ચરે શામળીયા તારી ગાય.
ઘણું વલવલે હો, નંદ જશોમતી રે,
કોણ વૃદ્ધને પાણી પાય. ભાઇ જઇ કહેજો રે હરિને.
દીકરાની દાઝે રે, તે તો બળી મરે રે,
કોણ કરે તેમને સહાય,
દીન દયા કરો રે, હો દયાળુ કાહાવો નામ.
તો કેમ થયા કપટી આજ,
પ્રભુજી વેહેલા વ્રજમાં આવજો રે. ભાઇ જઇ. હરિને.
વિરહથી મરવું રે, હો અમે તો નિશ્ચે કર્યો રે,
પણ નહી મેલીએ તમારા ચર્ણ,
મર્ણને પાંમી રે, અમે પદને ગ્રહ્યા રે. ભાઇ જઇ. હરિને.
ગ્રાહની[1] પેરરે, હો ચર્ણ ન છોડીએ રે,

[1] મગર.

માંડીએ તમ સાથે ઘર સૂત્ર.
પુત્ર પતિની રે માયાને મોડીએ રે.

\+ + + ÷ +

વસુદેવ રાજા રે, હો જાદવ કેરડા રે. ભાઇ જઇ. હરિને.
તેના તમે કહાવો રાજકુમાર;
મૃગયાને રમવા રે, વન પધારજો રે,
અહીં અમે મૃગનેણી સહુ નાર. ભાઇ જઇ. હરિને.
હરિ આંહી આવી રે, એક વાર દો દર્શન;
પાવન કરીને રે પછે પધારજો રે,
કાંઇ જાંણુતા નથી રે મન. ભાઈ જઇ. હરિને.
વિરહનાં વિંધ્યાં રે, પ્રાણ જાતા નથી રે,
હાં રે વલવલી મરે વ્રજનાર;
માગ્યું આપો રે, બીજું કેહેતાં નથી રે. ભાઇ જઇ. હરિને.
ચર્ણનું શર્ણ રે, હે પ્રભુ અમને આપીયું રે,
તો હવે કેમ તજાય ભર્તાર;
કર્મ અમારાં રે, આજ ફુટી ગયાં રે !
જે તમે તજયાં દેવ મોરાર. ભાઇ જઇ. હરિને.
સુણી વચનને રે, હો વ્રજ વિનતા તણાં રે;
ઉદ્ધવે મૂકયો મન અહંકાર;
મહા ભક્તિ પૂરણ રે, જોઇ ગોપી તણી રે,
આગમ યોગ કર્યો તુચ્છકાર. ભાઇ જઇ. હરિને.
ગોપીને ચર્ણે રે, ઉદ્ધવ જઇ પડયા રે;
ધન્ય ધન્ય ગોપી જન અવતાર;

પ્રભુને બાંધ્યા રે પ્રેમે કરી રે;
તમથી અળગા નહીં લગાર. ભાઇ જઇ. હરિને.
ભકતવત્સલરે, એ છે શ્રી હરિ રે;
તે નિત્ય રહે હો તમ આધાર,
તમ વિના વલ્લભ કો નહીં રે,
બાઈ કાંઇ એને તમ આધાર. ભાઈ જઇ હરિને.
ઉદ્ધવજી ચાલ્યા રે, હો રથ હાંકીયો રે,
હારે ગોપી વળાવવાને જાય;
કાહાવે જશોદારે, કહેજો કૃષ્ણને રે;
એક વાર આવજો વ્રજની માંહ્ય. ભાઇ જઇ. હરિને.
હરિને મળીયા રે, હો ઉદ્ધવ પ્રેમથી રે,
કહ્યા સહુ સુખી સમાચાર,
ગદ્‌ગદ્ કંઠે રે, કહી શકતા નથી રે,
વેહે છે નેત્રથી જળધાર. ભાઇ જઇ. હરિને.
પાર ના પાંમું રે, ગોપીના નેહનો રે,
ધન્ય ધન્ય ધન્ય હો નંદકુમાર,
ન ઘટે તમને રે, દેવો છેહને રે,
એમ કહી ઉદ્ધવ લાગ્યા પાય. ભાઇ જઇ. હરિને.
વ્રજ પદ રજ રે, મુજને આપજો રે,
એટલે સર્યાં સઘળાં કાજ,
પ્રેમાનંદ પ્રભુરે, ભક્તિ થાપજો રે,
બાઈ જઈ કહેજો રે, ઉદ્ધવ એટલું રે.

સંપૂર્ણ.

# કૃષ્ણના રાસમાંથી બાળલીલા.

## પદ.

સાદ કરે જશોદા માવડી રે, સુતા જાગો દયાળ,
શેં ના જાગો દીનાનાથજી, હુઓ પ્રાતઃકાળ;
શ્રી વૃંદા તે વન રળીયામણું.
કોકીલા શબ્દ કરી રહ્યા રે, થયો પ્રાતઃકાળ,
મહીઆરી મહી ઘુમી રહી, છૈયાં કરે રે કલ્લોલ શ્રી૦
ગોવાળીયા ટોળે મલ્યા રે, ગૌધન કરે છે સોર,
શેં ન જાગો દીનાનાથજી, તમને આવડાં શાં આળ. શ્રી૦
આળસ મરડીને પ્રભુ ઉઠીયારે, આવ્યા રંગભેર મહેલ.
દાતણુ આપો જશોદા માવડી, મારે થાય છે અસુર. શ્રી૦
સોના ઝારી જમુના જળ ભરીરે, આવળ દાતણુ સાર
દાતણુ કરો રે મારા નાથજી, મુખ લુહોરે રૂમાલ. શ્રી૦
સોના કુંડીઓ જમુના જળ ભરીરે, નાવણુ કરોરે મહારાજ
નાવણુ કરીને તિલક કરો, પહેરો પિતાંબર સાર. શ્રી૦
ખભે સેલો ને હાથમાં તાંબડીરે જશોદા ગાય દોહોવા જાય
વાછડાં વાળે રે ગોવાલીયા, દુહે જશોદા રે માત. શ્રી૦
સોના કચોળાં દૂધે ભર્યા રે, માંહે સાકર સાર,
દૂધડાં પીઓરે દીનાનાથજી, હૈડું ટાઢરૂં થાય. શ્રી૦
સોના કચોળાં રૂપા કાંસકીરે, માંહી ફૂલેલ તેલ,
ચોટલી ગુંથું રે મારા નાથજી, આંખો આંજુ અણીયાલ. શ્રી૦
પાયે પેહેરો બેહુ મોજડીરે, ડગલી પેહેરો મોસાર,
હાથમાં લીયો લાલ લાકડી, ગાયો ચારવાને જાઓ. શ્રી૦
ગુંજે ઘાલું ખારેક ટોપરાંરે, માંહે ચારોળી દ્રાખ,

હાથમાં આપું સાકર સેલડી, દાડમ કેરી રસાળ. શ્રી૦
માલણ આવી એક મધુવનથીરે, લાવી ચોસર હાર,
અંબોડો ફૂલે ભર્યો, તેણે મોહી વ્રજનાર. શ્રી૦
વાછડાં ચારવા હું તો નહીં જઉં રે, સાંભળો જશોદા હો માત,
શ્રીજમુનાનાં જળ બીહામણાં, મોકલો સુદામાને સાથ. શ્રી૦
ગાયો ચારવા હું તો નહીં જઉં રે, સાંભળો નંદજી હો તાત,
કાલિંદીનાં જળ બીહામણાં, મોકલો બળભદ્ર સાથ. શ્રી૦
જ્યારે ઈંદ્ર રાજા કોપીયોરે, ત્યારે કુણ હતું પાસ,
બ્રહ્મા વાછરડાં હરી ગયા, નવાં કર્યાં ગોપાળ. શ્રી૦
જ્યારે ગોવર્ધન તોલીયોરે, ત્યારે કુણ હતું પાસ,
ટચલી આંગળીએ ધરી રહ્યા, રાખ્યાં ગોપી ગોવાળ. શ્રી૦
જ્યારે જળ ઝંપલાવીયારે, ગયા સાતમે પાતાળ,
કાળી નાગ નાથી આવીયા, મારા નાના એ બાળ. શ્રી૦
દાવાનળ જ્યારે ઉલટયોરે, ત્યારે કુણ હતું સાથ,
સહુકોને આંખો મીંચાવીને, દાવાનળ પીધો રે હાથ. શ્રી૦
જ્યારે મામો કંસ મારીયો રે, ત્યારે કુણ હતું સાથ;
રાજ્ય ઉગ્રસેનને આપીયું, મારા નાના એ બાળ. શ્રી૦
જ્યારે ત્રંબક તોડીયું રે, ત્યારે કુણ હતું પાસ;
જાનકીને લેઇ આવીયા, મારા નાના હો બાળ. શ્રી૦
આય શીખેને સાંભળે રે, રૂડો કૃષ્ણનો રાસ;
ભટ્ટ પ્રેમાનંદ એમ કહે, તેનો વૈકુંઠ વાસ. શ્રી૦

# કવિ તાપીદાસ કૃત.

## અભિમન્યુ આખ્યાન.

### કડવું ૧ લું.—રાગ ધન્યાશ્રી.

વીઘ્ન હરણ વિદ્યા દાતાર, તે પૂજ્યને શ્રી નમસ્કાર,
સ્વામી તું છે ગરવો દેવ, હું મન વાંચ્છિત પામું એવ;
આદ્યે કવિ હુવા છે બહુ, તુજ આધારે બોલ્યા સહુ,
(તે) માટે વીઘ્ન હરજો નાથ, બોલું હરિ જશ દેજો હાથ.
આદ્ય શક્તિ માતા ઇશ્વરી, દો બુદ્ધ આઇ કરૂણા કરી
મારા મનમાં મોટી હામ, કહેવા અભિમન્યું ગુણ ગ્રામ
મહા ભારતનો બહુ વિસ્તાર, મુજ મનથી કયાં લાધે પાર
દ્રોણ પર્વમાં એ છે કથા, સંક્ષેપ માત્રમાં કહું જથા
જન્મેજય રાય વાણી વદે, સાંભળે વૈશંપાયન હૃદે.
સ્વામી ચક્રાવો ગઢ જેહ, કઇપેર અભિમન્યુ વઢીયો તેહ
પાર્થ પુત્ર વલ્લભ ઘણો, ભાણેજ શ્રી કૃષ્ણજી તણો
શા માટે મરાવ્યો હરિ, એ તો વાત કહો મુજ ખરી
કોણ વેર હતું એ સાથ, આદ્ય અંતની કહેજો વાત
સુણ જન્મેજય પૂર્વે એહ, અયદાનવ એક હતો તેહ
તેણે મહાતપ કીધો ઘણો, પછે શિવે થાપ્યો આપણો
મહા અભે આપ્યું વરદાન, કોણે તેશું ન ચાલે પાણ[1]
તેણે પાપીએ પીડ્યા સહુ, સુરનર મુનિ ઋખેશ્વર બહુ
દેવતણાં મૂકાવ્યાં સ્થાન, રહ્યા હોમ યજ્ઞ કર્તા દાન
સર્વે મળી કર્યો વિચાર, આસંખ્યા જઇ જગદાધાર,

---

૧. હાથ.

રાખ રાખ ત્રિભોવન પતિ, આ દુષ્ટ આગળ રે'વાતું નથી
અજયપુરીનો દાનવ દુષ્ટ, તે અમને પમાડે કષ્ટ
એ આગળ રહેવાતૂં નથી, લજ્જા રાખો ત્રિભુવનપતિ
દેવતણી વિનતિ મન ધરી, પ્રકટ વિરાટની દેહ ધરી
અરે દેવ તમારૂં કાજ, જાઓ કરશું કહે મહારાજ
તેડાવ્યો ગરૂડ વેગે કરી, લીધું ચક્ર ને બેઠા હરિ
ક્ષણ માત્રમાં આવ્યા ત્યાંય અયદાનવ પાપી જ્યાંય
મેલ્યું ચક્ર આણી મન રીસ, છેદયું પાપીનું રે શીસ.
પડે શીશ જઇ ધડશું મળે, તેનો ભેદ હરિ નવ કળે
બ્રહ્મા ઈંદ્ર કહે ભગવાન, એને શિવે આપ્યું વરદાન
માટે નવ છેદાય શીસ, એવું સાંભળી શ્રી જગદીશ.
સુર સ્થાન કલ્પી જદુનાથ, શિવલિંગ કરી થાપ્યું ધડ સાથ
આવ્યું શીશ ધડ મળવા ગયું, દેખી શિવલિંગ પાછું રહ્યું
પડયું ધરણ પામીને ત્રાસ, દુંદભી નાદ હવો આકાશ
સુરનર મુનિને આનંદ હવા, હોમ યજ્ઞ વળી લાગ્યા થવા
અનેક તેહના હુતા દૈત્ય, માર્યા કૃષ્ણે ગર્ભ સહિત
અયદાનવની ગર્ભવતી નાર, નાશી ગઇ પીયર મોજાર
પૂર્ણ હવા દિન જન્મ્યો બાળ, દાનવ સર્વે હર્ખ્યા તતકાળ
જન્મ પત્ર કરી આપ્યુ દાન, અહીલોચન રાખ્યું અભિધાન
મુઓ ભર્ત્તાર સુત પામી નાર, હેડે હર્ખ ઘણો અપાર
નિત્ય બાળક મોટો થાય, મહા બળીયો વૃધી પામે કાય
નાના બાળક માંહી રમે, અહીલોચન સર્વને દમે
નિત્ય રાવ લાવે તાંહ, મારે સર્વને રમત માંહ
એક બાળકને માર્યો જેમ, તેની માતાએ દીઠો તેમ

બોલી અહીલોચન શું વાણ; પાપી જો એવડો છે પાણ
તારો પિતા માર્યો છે હરિ, એનું વેર લેને ફરી
દુઃખ પામી આવ્યો મા કને, સાચું કેહેજે મા પૂછું તને
મારા પિતાનો મારણહાર, કોણ હતો કહેજે નિર્ધાર
તે માટે મા સાચું જાણ, કે'જે નહીં તો આપીશ પ્રાણ
રે પુત્ર કહું સાંભળ વાત, માં પૂછીશ એ મુંને તાત.
મહા દુખણી છું સુત ઘણી, કહું કથા કર્મજ તણી
જન તાપી કહે સાંભળે છે, પૂર્વની વાત સાંભળી પછે

કડવું ૨ જું—રાગ રામગ્રી.

અસુરપત્ની બોલી સુણ વાતજી; વજ્ર દેહ હુતો તારો તાતજી
તેણે સંતાપ્યા પૂર્વે દેવજી, સુરનર મુનિપે કરાવી સેવજી

ઢાળ.

સેવા કરાવી સર્વ કને, તે મળી રાવે જાય
દ્વારામતીમાં આવીયા, જ્યાં હુતા જાદવરાય
તેણે તારો પિતા માર્યો, ત્યારે તું ગર્ભમાંહી
પીયરમાં આવી રહી તો, ઉગર્યો તું આંહી.
તે માટે દુઃખ ઘણું મારે, તું જાણજે નિર્ધાર

\+ + + + +

કુંવર એહેવું સાંભળી, પગથી તે ઉઠી જવાળ

\+ + + + +

ધિક ધિક જીવતર માહરૂં, જે થયું હલકાં જાણ

* ઢાળ.

આજ લગે તે દુષ્ટના કેમ, રહેવા દેતો પ્રાણ
તે માટે મા જીવતો હું, ગ્રહી લાવું તેને ઘેર
તુજ દેખતાં હાથે હણું, લઉં પિતા કેરૂં વેર
અરે પુત્ર તેં નવ ચાલે, તે સકળ વિશ્વનો નાથ
ના મૂકે તુંને જીવતો, જો અસુર જાણે જાત
માનાં વાયક સાંભળીને, વદે અહીલોચન
હું આરાધી શિવ વેર વાળીશ, કહું સત્ય વચન
એવું કહીને નીકળ્યો, તપ કર્યું જઈ વન માંહ્ય
બાળક જાણી દયા આણી પધાર્યા શિવ તાંહ્ય
મનવાંચ્છિત વર આપીયો કરી તાંહાં કરૂણાય
વજ્ર પીંજર આપ્યું એહેવું, અભય નવ ભેદાય
મિત્ર શત્રુ તથા જે કો, પડે તેહમાં જાણ
નીકળવા પાંમે નહીં નેટ[1], ગયા પાખે[2] પ્રાણ
નમી શિવને વળ્યો પાછો, ગ્રહી પીંજર હાથ
હર્ખ સાથે હસી બોલ્યો, સુણો જનેતા વાત
ઇશ્વરે વર આપીયો હવે, જોજે પરાક્રમ મુજ
ક્ષણ માત્રમાં જદુવીર ગ્રહીને, દેખાડું આંહાં તુજ
હવે ત્યાંથી નીકળ્યો તે, પૃથ્વી ન મ્હોચે પાય
જંબૂક[3] આડાં ઉતરે, અપશુકન જાતાં થાય
વિક્રમાસણ જાતાં કરે, જુએ દિશા ચારે વાટ
રખે જદુપતિ જતો નાસી, મારા ભયને માટ
પ્રભુજીએ ત્યાં પાધરો, આવતો જાણ્યો એહ
સહી આણે અસુર માર્યો, તેનો સુત છે એહ

૧ નક્કી. ૨ વિના. ૩ શીયાળ.

વેર લેવા પિતા કેરૂં, આવે મારે કાજ
ઇશ્વરે વર વળી આપ્યો, વિચારે મહારાજ
યુદ્ધ કરવું નથી એશું, ચાલવું મેં આંહે
તે માટે જઇ વીઘ્ન ટાળું, આવશે પૂરમાંહે
(એક) વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને, સંચર્યો અવિનાશ
આવતો જાણી રૂદન માંડયું, રત્નાગરની પાસ
અહીલોચન તેવે સંગ આવી, વચન બોલ્યો મુખ
રૂદન સ્વામી કાં કરો છો, કહો મુજને દુઃખ
વીષ્ણું કહેરે વીર હુતો, અસુર ગોર છું જાણ
અય દાનવ મારે હતો ભાવિક, ભલો તે યજમાન
તે કૃષ્ણ પાપીએ હણ્યો, રણમાં કરી સંગ્રામ
દૈત્ય તેના સર્વે માર્યા, હતા ઠામો ઠામ
વંશ માંહી કો ન રાખ્યો, જે પાળે મુજ પરિવાર
કુટુંબ મારૂં જીવતું હતું, અય દાનવને આધાર
તેવો તો હવે કો નથી રે, ઘડપણ પાળે મુજ
દુઃખી તેણે કરી સબળો, નથી પડતી સૂઝ
કુકસ્થળ માંહી રહું છું, વિષ્ણું મુજ અભિધાન
ગોમતી નદીને વિષે ગયો, હુતો કરવા સ્નાન
મર્જન કરતાં કૃષ્ણ કાંહાંથો, આવીયો નિર્ધાર
દૈત્ય ગોર મુજને જાણી પાપીએ, કાઢયો કર ગ્રહી બા'ર
પૂર્વનો હું દુઃખી છઉં, વળી નવું સાલે એહ
યજમાન હોય તો સુખ આપે, ખમી રહુ છું હું તેહ
અસુર એવું સાંભળીને, વીમાસે તે ઠાર
એ કુળ ગોર હોય મારો, એમાં કપટ નહીં લગાર

પ્રણામ કરીને વદે વાણી, સાંભળો ગોર એહ
અય દાનવ જે યજમાન કહો છો, પિતા મારો તેહ

ઉથલો.

પિતા મારો તેહરે, ગોર તાંહાં શ્રવણે ધરે.
યજમાનને જઇ કંઠે વળગ્યા, વળી રૂદન તે ઘણું કરે.

કડવું ૩ જું રાગ ધન્યાશ્રી.

અહીલોચન વળતી બોલીયોરે, સાંભળો સ્વામી એહ
હું જાઉં છું મારવારે, તારો રીપુ શ્રીકૃષ્ણ જેહ
પછે તમને લઇ જશુંરે, મારા ગ્રહ મૂઝાર
ત્યાં લગી આંહી શોભજોરે જ્યાં લગી જીવું હું નિર્ધાર

ઢાળ.

આવું તાંહાં લગી બેસજો, પછે બોલીયા ગુરૂદેવ
કહેરે પુત્ર તું કેમ મારીશ, કૃષ્ણને તતખેવ
સ્વામી મેં જઇ તપ કીધૂં, આરાધ્યા ત્રિપુરાર
આ વજ્ર પીંજર મૂને આપ્યું, કરી છે કરૂણાય
તે માંહે એહને ગ્રહી, જીવતો લાવીશ આંહે
પછે આપણ ઘેર જાશું, મરી રેહેશે માંહે
મુઆ પુઠે બહાર કાઢી, નાખશું નિર્ધાર
પછે સ્વામી ઘણી તારી, કરીશ હું પ્રતિપાલ
વિષ્ણું કહે રે વીર એતો, પેટી નાહાંની થાય
મારા જેવું રૂપ છે ને, તારા જેવી કાય
પેસી એમાં નીકળો તો, જણાય સર્વ મર્મ
હાથમાંથી જશે નાશી, ફરી કરવો પડશે શ્રમ.

ઘરડાં કહે તે માનીએ રે, એ સૂઝતો ઉપાય
વિચારીને ચાલીએ તો, કુશળ આગળ થાય
અસુર કહે છે ગોરજી તમો, ભીડજો વળી દ્વાર
પેસું છું પણ કાડજો રે, રખે લગાડતા વડી વાર
અરે પુત્ર શા માટે રાખું, તું મળ્યો છે મુજ કામ
આળસુને મન ગંગા વાહાલી, મૂજને વાહાલો તેમ
એવું કહી અહીલોચન પેઠો, કૃષ્ણે ભીડ્યું દ્વાર
હસી હસી કહે ભલો પેઠો, આવીયો પાપી કાળ
આકુળ વ્યાકુળ થયો ત્યારે, બોલીયો યજમાન
ગોરજી હાવે કાહાડીએ રે, આંહી જાય છે મૂજ પ્રાણ
કૃષ્ણ કહે તું કપટ કરવા, ભલો આવ્યો આંહુ
બુદ્ધિ જેવી ઉપની તેને, મળ્યું ઓખદ તેહ
તે માટે તેં નથી જોવો, ફરી આ સંસાર
પિતા તાહરાને હણ્યો, તેમ તુંને રાખ્યો ઠાર
ના રે ગોર એમ ઘણું થાયે, હસુ તો જો લગાર
પ્રાણ મારા જશે હવડાં, કાડો વેહેલા બહાર
લાડ અમારાં પાળીએ, તમો ગોર અમો યજમાન
લોક હોય તો હાડ જાઇએ, ઘટે ત્યાં વિજ્ઞાન
અરે પાપી ગોર ન હોયે, એ કૃષ્ણ મારૂં નામ
મેં ઘણા દૈત્ય એમ મરડી ભાંજ્યા, કરી કરી સંગ્રામ
હવે જીવ્યા તણી આશા, મેહેલ પાપી આજ
ફરી ફરી મુખે શું લવે છે, થઇ રહ્યું એ કાજ
અસુર વળતું બોલીયો, એ શું કર્યું તેં મુજ
પેહેલાં પાપી જાંણતો તો, પ્રાણ લેતો તુંજ

કપટ કરી હું પ્રીછવ્યો, સાંકડે રાખી દેહ
અજાંણ્યો ગૂંચાઇ પડયો, પાપી ન જાંણ્યો તું એહ
મુજ પિતા કેરૂં વેર લેતો, શું કરૂં જો આંહ્ય
કૃષ્ણ કહે હવે રહે અબોલો, રીસ કરતો માંહ્ય
પિતા તાહરાનો કર્યો, શીર છેદ ચક્રે જાણ
તેમ પાપી તુંને રાખ્યો, ફરી બોલે ઇશ્વર આંણ
અસુર એવું સાંભળીને, કર્યું પરાક્રમ માંહ્ય
વજ્ર પીંજર સાથે ઉપડયો, ગયો સુરજ મંડળ જાંહ્ય
ગાજીયો જેમ ક્રોધશું, તવ કાંપીયા સર્વ દેવ
ગિરિ ચલ વિચલ થયા, તાં ધરા ધમકી એવ
નક્ષત્ર ગૃહ સધળાં ડગ્યાં, દશે ડગ્યા દિગ્પાલ
આંદોલ વર્ત્યો દધી[1] માંહે, જાણ્યું આવ્યો પ્રલય કાળ
બ્રહ્માંડ સર્વ ફરી આવ્યો. પડયો પાપી ધરણ
ઘટી એકમા (પછી) કાળ પોહોત્યો, પામ્યો પાપી મરણ

ઉથલો.

પામ્યો પામી મર્ણ રે, પછે શ્રી કૃષ્ણજી પાસે ગયા
જન તાપી કહે દૈત્યના, પ્રાણ મુઓ પણ માંહે રહ્યા

કડવું ૪ થું. રાગ ધવળ ધન્યાશ્રી.

મુઓ દૈત્ય જાણી શ્રી કેશવ, પેટી લીધી શીસજી
વેગે કરી પછી ત્યાંથી, આવ્યા ઘેર જગદીશજી
એકાંતે પેટી અલગ મેલી, જ્યાં કોની નહીં ભાળજી
મળી નાર (સર્વ) કહે શું હોશે, જે સંતાડે ગોપાળજી

---

૧. સમુદ્ર.

આપણુથી છાંનું જો રાખે, તો કાંઇ એક ઉત્તમ એ માંહેજી
શ્રી કૃષ્ણ હવડાં બહાર જશેને, આપણુ જોઇએ તે માં-હેજી
હરિએ વાત વિચારી મનશું, જો જોશે એ નારજી
તો કાંઇક ઉત્પાતજ થાશે, ત્યાંથી કાઢું બહારજી
શ્રીકૃષ્ણ ત્યાંથી પેટી લઇને, મેહેલી બહેન અવાસજી
પોતાના ઘરમાં સર્વ સ્ત્રીનો, આણ્યો નહીં વિશ્વાસજી
ત્રણ દિવસ પછી સુભદ્રાએ, કર્યો મનશું વિચારજી
સ્ત્રીથી છાંનું મેહેલ્યું આંહો તો, કાંઇ એક હશે સારજી
બહેનતણો વિશ્વાસજ આંણ્યો, ભાઇએ મનશું જાંણીજી
વણસવા ભાગે ઘરમાંથી આંહાં, રેહેવા માટે આંણીજી
તે માટે હવે મૂજને જોતાં, બાધ[1] કશો નવ હોયજી
લખ્યું ભવિષ્ય પાછું કરનારો, હવો નથી અહીં કોયજી
સોલ દિવસ ઉપરાંત અબળા, સ્નાન કર્યું નિર્ધારજી
ઋતુ સમે આલિંગન દીધું, પારથશું તેણી વારજી
સ્ત્રીની બુદ્ધિ વસે પાનીએ, આવી પેટીની પાસજી
દ્વાર ઉઘાડીને જોયું અબળા, વદન હતું વિકાશજી
અહીલોચનને પ્રાણે જાંણ્યૂં, વનિતા ચતુર સુજાણજી
પિંડ વિષે પ્રવેશ કરીને, આનંદયો જીવ તાંહેજી
હવે વેર લઇશ હું મારૂં, જાદવપતિને મારૂંજી
અહીલોચનને પ્રાણે ત્યાંથી, એવી વાત વિચારીજી
દિન દિન ગર્ભ વૃદ્ધીજ પામે, સુભદ્રા કષ્ટાયજી

૧. હરકત.

અન્ન ઉદક તજ્યું છે નારી, સુતાં ક્ષણ ન રહેવાયજી
અનેક સખી સુભદ્રા કેરી, રક્ષા કરતી પાસજી
આકુલ વ્યાકુલ થાય છે એવે, આવ્યા ત્યાં અવિનાશજી
પેટ પીડા ભગિનીની દીઠી, આક્રંદ કરતી નારજી
વળતા બહેન સુભદ્રા પ્રત્યે, બોલ્યા શ્રી મોરારજી
બહેન ચક્રવ્યુહ ગઢની વાર્તા, સાંભળો કહું છું એહજી
જેથી દુઃખ નિવૃત્તને પાંમે, પીડા ટળશે દેહજી
પછે હરિ દેખાડે માંડી, ગઢ તે કોઠા સાતજી
દર્દ ટળ્યું સુભદ્રાજીનું, સાંભળતાં યુદ્ધ વાતજી
અબળાને નિદ્રા આવી ત્યારે, ગર્ભે કર્યો ઉચ્ચારજી.
ઉદરમાંથી હુંકારો દેતાં, જાણ્યો નહીં ગોપાળજી
ખટ કોઠા લગી અબળાએ, હુંકારો સર્વે દીધોજી
પેસી નીકળવાનો દેત્યે, યુદ્ધમાં સર્વે લીધોજી
સાતમા કોઠાની કથા કહેતાં, અસુર હુંકારો જાણ્યોજી
બીછયા મોરાર કથા રહી ત્યાંથી, હરિએ ભય મન
આંણ્યોજી
એ તો ગર્ભ સુભદ્રા કેરો, જાદવ કુળને મારેજી
ચિંતા કરતાં દશ માસ ત્યાં, પૂર્ણ થયા નિર્ધારજી
જન્મ્યો પુત્ર મહા તેજ પુંજ, હેડે હર્ખ ન માયજી
વાગ્યાં ઢોલ દદામાં મૃદંગ, જાચક જન બહુ ગાયજી
ભીમ યુધિષ્ટિર નકુલ સહદેવ, અર્જુન જે કેહેવાયજી
આવ્યા ઈંદ્રપ્રસ્થમાં બ્રાહ્મણ, વધામણી દેવા જાયજી
પાંચે પાંડવ હર્ખ્યા મનશું, આપી બહું રિદ્ધ ત્યાંહ્યજી
ખરૂં લગ્ન ઘટિકા પળ સાધ્યું, જોવડાવ્યું રાજનજી

જન્મપત્ર કરાવ્યું વેગે, નામ ધર્યું અભિમન્યુજી.
મહા બળીયો કહે ઋષિજી, અર્જુન કેરો તનજી
એક માસ સુભદ્રાજીને, હવો પીયર મુઝારજી
જન તાપી કહે છે સહદેવ, આંણુ કરવા ચાલ્યાજી

## કડવું ૫ મું-રાગ ગોડી.

ઈંદ્રપ્રસ્થથી સહદેવ રાય, આવ્યા જયાં છે જાદવરાય
ભેટયા પ્રભુને વેગે કરી, ક્ષેમકુશળ ત્યાં પૂછે હરિ
ભોજન કીધાં ઉત્તમ સાર, આદરભાવ દીધો ગોપાલ
સાસરવાસો કીધો હરિ, લાવ્યા સહદેવ આંણું કરી
ઈંદ્રપ્રસ્થમાં પોહોત્યા સહુ, સાસુને પગે લાગ્યાં વહુ
આશીસ કુંતાએ દીધી બહુ, ઘણા પુત્ર તું જણજે વહુ
આમ કુળ તેં અજવાળ્યું સહી, દ્રૌપદીને વળી ભેટયાં જઇ
દિન દિન સુત મોટો થાય, જાતકર્મ પછે કીધું રાય
પાંચ વરસનો થયો કુમાર, ભણી ઉતર્યો સર્વે વિદ્યાય
ધનુર્વિદ્યાનો કર્યો અભ્યાસ, શીખ્યો સર્વ અર્જુનની પાસ
લઘુ લાઘવી વિદ્યા બહુ, અભિમન્યુ શીખ્યો સહુ
ઉપવિત પછે દીધૂં સહી, મોસાળુ કૃષ્ણ આવ્યા લઇ
પહેરામણી વિધ વિધની કીધી, આપી કૃષ્ણે તે સર્વે લીધી.
પીલી[1] પીજરી[2] તેણીવાર, બેઠા ત્રિભોવન સભા મુઝાર
શણગાર્યો અભિમન્યું કુમાર, આવ્યો જયાં હુતા ગોપાળ
મામાજી કહી ઉભો તન, હર્ખ્યા મુખ દેખી અભિમન્ય
આલિંગન દીધૂં તે ઘડી. બેઠો હરિને ખોળે ચડી

---

૧-૨ આ બે શબ્દના અર્થ સમજાયા નથી.

અભિમન્યુ મૂછે ઘાલે હાથ, મામા એક સાંભળો વાત
તમે માર્યો મામો કંસ, મારી તેનો કર્યો નિર્વંશ
માટે તમોને કહું છું અમો, પહેલો મારગ કીધો તમો
એ વાતે લજ્યા નહીં કેમે, પેહેલ તમારી પુઠે અમે
કઠણ વચન કહ્યાં મુખે કરી, તાલી દઇને હસીયા હરિ
સર્વ દેખતાં બોલ્યો તન, કૃષ્ણે વચન ગ્રહ્યાં તે મન
ધર્મે તે વાર્યો તતકાળ, શું બોલી જાણે એ બાળ
હરિએ વાત વિચારી સહી, પગની જ્વાળા તે મસ્તક ગઈ
નાંધડીયો થઇ બોલ્યો એમ, આગળ હજી જણાશે કેમ
(મહા) દારૂણ દૈત્ય પ્રકટયો અહીં, માર્યા વિના મુજને
રહે નહીં
તે માટે આંણી ચિંતાય, દેહની મેં કરવી રક્ષાય
નહીં તો દા[1] દેશે એ દુષ્ટ, માર્યા વિના ન મેલે પાપીષ્ટ
પ્રીછી વાત પધાર્યા હરિ, આવ્યા દ્વારિકા ત્યાં વેગે કરી
ભગિની ભાણેજ ને મોશાળ, આણ્યું કરી આવ્યા ગોપાળ
વૈશંપાયન કહે સુણ રાય, અભિમન્યુ ઉત્પતીનો મહિમાય
હરિ કરે તે ત્યાં નવ ફરે, તે ઠીક સર્વ જોયા કરે
પ્રભુએ વાત વિચારી ગ્રહી, એ કથા એટલેથી રહી

કઠવું ૬ ઠું રાગ કેદારો.

શ્રી વૈશંપાયન ઉચરે, જનમેજય તે શ્રવણે ધરે
હરિ કરે તે તાંહાં કોણે નવ ફરે રે

---

[1] દગો.

ઢાળ.

નવ ફરે તે બ્રહ્માદિકથી, હરિ સહુના કર્તા એહ
દિન દિન અભિમન્યુ મોટો થયો, તેમ પ્રભુ ચિંતા ધરે
કૌરવે દ્યુત રમત રચી, પાંડવ તેડાવ્યા તે ઠાર
હાર્યું રાજ્ય તજી વન ચાલ્યા, ભોગવવા વર્ષ બાર
પછે વળી મત્સ દેશ પધાર્યા, વળી વેગે જ્યાંહ્ય
દુઃખે કરી દિન વેઠયા, વિરાટના પુર માંહ્ય
પછે અનેક અંગ આભ્રણુ પેહેરી, પ્રકટયા કુંતી જાત
મત્સરાયે જાંણ્યા પછી, ભેટયા સર્વ સંગાત
અભિમન્યુ સુત શ્રીકૃષ્ણુ તેડાવ્યા આવ્યા હરિ તાં જાણુ
યુધિષ્ઠિર મન હર્ખ પાંમ્યા, ભેટયા શ્રી સારંગપાણુ
અભિમન્યુને ઉત્તરા પરણાવવાની, વાત લહી જદુનાથ
એ એમાં કાંઇ કપટ કરૂં વિચાર્યું મન સાથ
પછે હરિ ચાલ્યા ત્યાં વેગે, ઉત્તરા કેરે અવાસ
જોતાં થકી ધીરજ નવ રહે, સુંદર રૂપ પ્રકાશ
અરે બાઈ તારો વર કીળો, કદ્રુપો છે એહ
કઈ પેરે જન્મ જશે તારો, મુને ચિંતા થાય તેહ
વિરાટને શું વર નતો મળતો, જે કદ્રુપા વરને આપી
એ શું કર્મ કર્યું તુજ તાતે, કેમ દિવસ નાખીશ કાપી
ઉત્તરા કહે સ્વામી ભાણેજ તમારો, કદ્રુપો કેમ હોય
ઈંદ્રજાળથી રવિ ઢંકાયે, વાત ન માંને કોય
કૃષ્ણુ કહે વધુ હું મનથી, કરો જોઉં છું હાસ્ય
રખે કશો બાધ તું ગણુતી, બોલ્યા શ્રી અવિનાશ
અંતર્ધ્યાન હવા હરિ ત્યાંથી, આવ્યા અભિમન્યુ જાંહ્ય

અરે પુત્ર વહુને પરણુશો તો, લેવાશો સર્વ ત્યાંહ
મેં દીઠી કાળી કદ્રુપી, મારે ચિત્ત નવ ગોઠી
તુજ સરખી કંન્યા નવ લાધી, વાત કહી પણ ખોટી
અભિમન્યુ કહે સ્વામી અમો બાળક, ભુંડું ભલું શું
લહીએ
મન જાંણો તેવી પરણાવો, તમ ઉફરા કેમ થઈએ
કૃષ્ણ કહે પ્રપંચ કર્યો પણ, ડગ્યાં નહીં બેહુએ
વળી આંહીં બુધ કરૂં હું બીજી, જે થઇ ન શકે મેળાપ
એવું કહી અંબીકાનું સ્મર્ણ, કીધૂં આદ્ય અનંત
વેગે કરી આવ્યાં જગદંબા, બોલાવ્યાં ભગવંત
અરે દેવી અભિમન્યુને નેત્રે, વિઘ્ન કરો કાંઇ જેહ
લગ્ન સમે જેમ તેમ ઉત્તરાનું, મૂખ ન દેખે એહ
એવુ સાંભળી શક્તિએ તેનાં, દુખવ્યાં લોચન
તેણે કરી પીડાવા લાગ્યો, દેખે નહીં અભિમન્યુ
માંહેરામાં શ્રીકૃષ્ણને ખોળે, પોઢયો પારથ તન
હસ્તમેળાપ કરાવ્યો પણ, હરિ ઢાંકી રહ્યા છે વદન
વરકંન્યા પરણીને ઉઠયાં, આપી બહુ રિદ્ધ ત્યાંહ્ય
અરસ્પરસ જોવાનો બેહુને, હર્ખ રહ્યો મનમાંહ્ય
પેહેરામણી વિધ વિધની કીધી, સંતોખ્યા સર્વ રાય
શ્રીકૃષ્ણ અર્જુન યુધિષ્ઠિરને, વિરાટ લાગ્યો પાય
મત્સરાયે બહુ માન દીધાં, વળાવ્યા તતકાળ
ઇંદ્રપ્રસ્થમાં પાંડવ આવ્યા, સાથે શ્રી ગોપાલ
વિષ્ટી કરવા હસ્તીનાપુરમાં, ચાલ્યા દેવ મોરાર
દુર્યોધન પ્રીછવતાં પાપી, પ્રીછયો નહીં લગાર

યુદ્ધ વિના પૃથ્વી કેમ જ આપું, કૌરવપતિ કહે તાંહ
પછે ચાલ્યા સંગ્રામ કરવા, આવ્યા કુરૂક્ષેત્ર માંહ
અરાઢ અક્ષોહિણી સંખ્યા દળની, મહા બળીયા સર્વ જોદ્ધ
કવચ ટોપ સંગ્રામે સબળાં, કે મ્હોં ન મૂકે ક્રોધ
પછે ઘણું કૌરવ પાંડવમાં, અતિ યુદ્ધ ત્યાં લાગ્યું
ભીષ્મના સંગ્રામ આગળ, પાંડવનું દળ ભાગ્યું
જાણ્યૂં ન પાંડવી પૃથ્વી કીધી, પિતામહે તે ઠામ
અર્જુન ભીમ નકુલ સહદેવ, ભલા કરે સંગ્રામ
દશ દિવસ થયા યુદ્ધ કરતાં, દળ થયું પતન
પછે ભીષ્મ પડયા તે રણમાં, શિખંડીને હાથ

ઉથલો.

શિખંડીને હાથ રે ત્યાં, કૌરવ સર્વ દુખી થયા
જન તાપી કહે પિતામહ પછે; બાણની સૈયાએ રહ્યા

કડવું ૭ મું રાગ કેદારો.

શ્રીકૃષ્ણજી આવ્યા ત્યાંહે, દુર્યોધન હતો જયાંહે
વિપ્ર રૂપ થઇ પૂછીયું રે,
છો કેટલા રે વીર, અને કેટલા છો ધીર
કહો શી રીતે એને, તારે ભૂમિ આપવી રે.

ઢાળ.

ભોમ ભાગ તારે એને કરતાં, કેમ હતું કહે આધ
જે આમ યુદ્ધ કરી મરો છો. વેહેચણમાં શો વાદ
દુર્યોધન કહે સ્વામી સાંભળો, અમો સોએ પંચ તેહ
અર્ધ રાજ્ય માગ્યું કેમ આપૂં, અઘટતું છે એહ

વિપ્ર કહે તમો મહા બળીયા, અર્ધ ભોગ કેમ આપો
ચીતવો તો ક્ષણુ માંહી જીતી, એક છત્રે કરીને થાપો
દુર્યોધન કહે નથી જીતાતા, સ્વામી બળીયા એહ
વિપ્ર કહે એક બુદ્ધ આપું, તેથી જીતો તેહ
ચક્રાવો વ્યૂહ એક રચજો, દ્રોણાચાર્ય તે જાણ
કૃષ્ણ અર્જુનને હું લઈ જઈશ, કપટ કરી નિર્વાણ
યોદ્ધા મધ્યે ભીમ એક એને, મારીશ તું વ્યૂહ મધ્ય
અથવા પાંચે વન જાશે, કે આપશે એ યુદ્ધ
દુર્યોધન એવું સાંભળીને, આનંદ પાંમ્યો ત્યાંહ
શ્રીકૃષ્ણ બ્રાહ્મણ રૂપ સાથે, આવ્યા યુધિષ્ટિર જયાંહ
બુંબાપાત કરવા લાગ્યા, જ્યાં છે સકળ સભાય
છે કો બળીયો આ સભામાં, જે બ્રાહ્મણની વહારે ધાય
કૃષ્ણ કહે તારે શું દુઃખ છે, કહે મુજને નિર્ધાર
સ્વામી એક જાલંધર પ્રકટયો, મહા પાપી અવતાર
તે સર્વ ઋષિ ઋષિપત્નિ, ગ્રહી માગે છે દંડ
એમાંથી એક હું આંહાં આવ્યો, દુખી છે મારો પિંડ
તે પાપીને વર છે માટે, પરાક્રમનો નહીં પાર
સો પુત્ર સાથે છે સરખા, મરે નહીં નિર્ધાર
કોએક બળીયો થઇને મારે, શતને એકી મુઠે
તેનો પિતા ત્યાં હાંકજ મારે, ફરી જીવતા ઉઠે
તે માટે તે પાપી સાથે, કોણે યુદ્ધ ન થાય
છે કો વીર સભા સર્વ જોતાં, જે બ્રાહ્મણને મૂકાવે
એવું સાંભળી ધર્મ બોલ્યા, પારથ પ્રત્યે વાણી
જાઓ તમે બ્રાહ્મણની વા'રે, સાથે સારંગપાણી

પછે કૃષ્ણ અર્જુનને લેઇ ચાલ્યા, વિપ્ર તે સંગાત
જાળંધરનું યુદ્ધ થાશે તે, આગળ કહીશું વાત
દ્રોણાચાર્ય ને કર્ણ દુઃશાસન, કૃપાચાર્ય બળવંત
એ સર્વને તેડી દુર્યોધન, વાત કરે છે એકાંત
ભાઇઓ એ પાંડવના દળમાં, અર્જુન કૃષ્ણ છે બેય
તે તો આજ ગયા છે અહિંથી, નિર્બળ રહ્યા સર્વ એહ
તેહુ વિના એનું દળ શૂંનું, દીસે છે નિર્ધાર
અર્જુન કૃષ્ણ વિના બળ એનું, ચાલે નહીં લગાર
તે માટે આપણ વ્યુહ રચીએ, વજ્રના કોઠા સાત
દ્રોણાચાર્ય ને દુર્યોધન મળી, એવી કીધી વાત
ભીમ યુધિષ્ઠિર નકુળ સહદેવ, યુદ્ધ ન જાણે એહ
અર્જુન કૃષ્ણ વિના એ સમર્થ, નથી ભેદવા કોય.
તે માટે વ્યુહ રચી આપણ, કરીએ મહા સંગ્રામ
પછે પાંડવને કુટી મારો, તમે આંણે ઠામ
દ્રોણ કહે દુર્યોધન સાંભળ, સાચી કહું એક વાત
અર્જુન નહીં આવે તો ઝાલી, આપીશ ધર્મની જાત
એક પણ પરઠીને વઢીએ, બાર વરસ વન જાય
જો કો મર્મ લહી ગઢ જીતે, તે જીત્યા તો કેહેવાય
વાત ગમી સર્વને કેહેતાં, એવે થઇ ત્યાં રાત
ભીમ યુધિષ્ઠિર દ્રોણ દુર્યોધન, બેઠા મળી સર્વે ભ્રાત
કાઢી વાત સહુ યોદ્ધા દેખતાં, સાંભળો ધર્મ કુમાર.
આપણ વહાણે યુદ્ધ કરશુ, રચી ચક્રવ્યુહ સાર
ભેદ લહી સંગ્રામ કરવો, જીતો કોઠા સાત
તો અમો હારૂં વંન જાશું રણ યશ તમને નાથ

એમ કરતાં જો ભેદ ન જાણો, વળો પાછા ગઢમાંથી
તો બાર વરસ વન વેઠો, પણ કરો એક આંહુાંથી
ધર્મ કહે ગઢ ભેદ ભાંજું, શ્રી કૃષ્ણ ચર્ણ પ્રતાપ
કૌરવ હર્ખ સંગાતે ઊઠયા, સુધારી યુદ્ધ વાત

ઉથલો.

સુધારી યુદ્ધ વાતરે, વળી વદે દુર્યોધન સહી
તમો બોલ્યા છો તે પાળજો, રાય યુધિષ્ઠિર વાહાણે રહી

કડવું ૮ મું. રાગ ગોડી.

હવે વહાણે યુદ્ધ કરશું એહ, પરઠી વાત ને વળીયા તેહ
યુધષ્ઠિર વિમાસે મંન, શું કરશું આંહાં નથી અર્જુન
કૃષ્ણ વિના કોણ સમજે એહ, એના ભેદ જાણે સર્વ તેહ
કેમ પ્રીછાશે એનું વઢવું, વળી વન ભોગવવું પડવું
ભીમસેનને પૂછે ધર્મ, કહો ભાઇ જાણો ગઢ મર્મ
ભીમસેન કહે સાંભળો રાય, હું તો લહું ગદાના ઘાય
મન સાથે બળ એવું ધરૂં, લોહ ગઢ હોય તો ચૂર્ણ કરૂં
કૌરવ સર્વના લેઉં પ્રાણ, ગઢ સાથે ઉતારૂં ઘાણ
પણ એ કોઠા સાતનો મર્મ, નથી જાણતો રાજા ધર્મ
સહદેવ જોષીને પૂછ્યું તવે, કહો રે વીર શું કરવું હવે
તમો શકિત વશ કીધી જાણ, બળે કરી મગાવ્યાં વિમાન
પૂછયા પછી અહે બળતા રહ્યા, વાટ દેખાડી જીવતા રહ્યા
માટે કાંઇ કરો ઉપાય, જે આપણો રહે મહિમાય
વળતું બોલ્યા સહદેવ પતિ સ્વામી એ યુદ્ધ લેહેતો[1] નથી

---

૧. જાણતો.

કહો તો આજ્ઞા કરો નાથ, બાળું કૌરવ ગઢ સંગાત
લઘુવીર કહે સાંભળો ભ્રાત, યુદ્ધ મર્મ ન જાણું વાત
કહોતો સાગર ભેદી વળું, પૃથ્વી સાથે ભૂકો કરૂં
પણ કોઠા સાતનો મર્મ; નથી જાણતો રાજા ધર્મ
જાણ્યું પરાક્રમ ભાઈઓ તણું, ચિંતા રાજા પામ્યા ઘણું
હાથ ખંખેરી બોલ્યા તવે, કહો શી ગત કરશું હવે
અર્જુન કૃષ્ણ વિના એ વઢવું, વળી વન ભોગવવું પડવું
શું કરીએ સુખ સર્જ્યું નથી, લખ્યું ભવિષ્ય ચુકે કયાંથી
શ્રીકૃષ્ણ સન્મુખ નથી થયા, ત્યાં લગી દુઃખ ભોગવશું રહ્યા
જાંણ્યું વિપત્તે મૂકાયા આપ, તે આગળનું આગળ પાપ
મહા દુઃખ આવ્યું ધર્મને સહી, નેત્રથી નીર ચાલ્યું વહી
યોદ્ધા સર્વ સામું જોઇ રહ્યા, દેખી દુખીયા તેઓ પણ થયા
ધિક્ક બળ આયુધ અમ તણાં, શા અર્થે બાંધ્યાં ઘણાં
જો શીખ્યા હોત યુદ્ધ મર્મ, ભેદત ગઢ યશ લેતા ધર્મ
જનમેજય બોલ્યા વાણ, સાંભળો ઋષિ ચતુર સુજાણ
પાંડવનું દુઃખ કૃષ્ણે ત્યાંહ, કેમ ટાળ્યું તે કહો મુજ આંહ
વૈશંપાયન વાણી વદે, સાંભળો જનમેજય કહું હૃદે
સુભદ્રા બોલ્યા તન, આવી પાસે રહ્યા અભિમન્યુ
દેખી મહા તેજ પુંજ જાણ, સુભદ્રા ત્યાં બોલ્યાં વાણ
(અરે) પુત્ર જાઓ સભા મુઝાર, અર્જુ કૃષ્ણ નથી તે ઠાર
ભીમ યુધિષ્ઠિર બેઠા હશે, દેખી સુત રળીઆત થશે
જઇ કાકાને કરો જુહાર, આદરભાવ કરશે તે ઠાર
હર્ષ તેઓ ધરશે ઘણું, કહેશે અંગ છે અર્જુન તણું
માનાં વચન મન ધર્યાં, શોભતાં અંગે આભ્રણ ધર્યાં

મુકટ કુંડળ પેર્યાં વસ્ત્ર સાર, બાજૂબંધ બાંધ્યાં હથીયાર
મહા ભાથા ભીડયા બેહુ પાસ, દેખી શત્રુ પાંમે ત્રાસ
ચિત્રામણ સરખો સુત જાણ, ચાલ્યો માને કરી પ્રણામ
આવ્યો તેહ સભા મુઝાર રણે વીર કરી નમસ્કાર
યોદ્ધા સકળ સામું જોઇ રહ્યા, દેખી સુભટને વિસ્મે થયા
પાર્થ સરખો હશે એ પ્રાણ, દીસે એહનાં ઉઠાણ
ભીમ યુધિષ્ઠિર સહદેવ સોય, ઉર્ધગત નથી જોતા કોય
ચિંતાએ સર્વ બેસી રહ્યા, આવકાર કોથી નવ થયા
સૂની સભા દીઠી કુંવરે, ઉભો ચિંતા સબળી ધરે
શું ભાઇ હું (આંહાં) આવ્યો માટ, મુજશું ધર્મ ન બોલ્યા નાટ
શ્યા માટે દૂઝાણા એહ, ભીમ નકુળ ન બોલ્યા તેહ
બેઠા ક્ષણ એક જોઇને સ્થાન, તાત વિના કોણ આપે માન
ઉઠી સાંઇડું દેતા સાન, રમાડતા ઉત્સંગે લઈ
લાડ લડાવી દેતા માન, રમાડતા લેઇ શ્રી ભગવાન
તે સૂનું સર્વ અર્જુન વિના અહીં, ભરી સભા કો બોલ્યું નહીં
કુવા પિત્રાઇ કાકા બહુ, તાત વિના મીથ્યા સહુ
ધિક્ક ધિક્ક સગપણ એનું જાણ, પિતા વિના કોણ આપે માન
જન તાપી કહે પાર્થ તન, દુઃખ આવ્યું તે કરે રૂદન.

કડવું ૯ મું. રાગ આંદોલ ગોડી.

અભિમન્યું કુંવરે, મહા શોક આણ્યો રે
જાણ્યો પણ કોણે મુને નવ ગણ્યો રે

ઢાળ.

નવ ગણ્યો જો મુજને, કોણે સભા સર્વે મુઝાર
તો યુધિષ્ઠિર આદિ લઇને, હણું એમને આ ઠાર
એ સગાં સહુ પિત્રાઇડા, મોશાળીયા કાકા એહ
સંસાર સર્વ સ્વાર્થનો, જે દીસે તે મિથ્યાય
એક બળ પોતા તણું, વળી વિદ્યા ધન ઉપકાર
એ વિના નર પોસાય નહીં, જાણજો નિર્ધાર
એવું કહી વીર ઉઠીયો, એક ગદા લીધી પાણ
એના વિના સમજે નહીં, સર્વનાં ઉતારૂં માન
મુછ ફરકે અધર ઢળકે, રોમ ઉભાં થાય
નેત્રથી જળ વહી ચાલ્યું, ક્રોધ અંગ ન માય
સભામાંથી ઉઠીને જેવો જતો હુતો બાળ
યુધિષ્ઠિરની પડયો દૃષ્ટે, તેડાવ્યો તતકાળ
અરે પુત્ર ક્યાં પધારો છો, આવો આસન આંહ્ય
ક્રોધ અભિમન્યુને ચઢયો, તેણે ન ભાળ્યું ફરી તાંહ્ય
ભીમે જઇને બાથ ભીડી, કુંવર કાં કરો છો રીસ
યુધિષ્ઠિરને સોંપીયો, તન ફેરવ્યાં કર શીશ
ફોસલાવીને રૂદે ચાંપ્યો, કર્યું ચુંબન ગાલ
ઉત્સંગે બેસાડી સુતને, પૂછે છે મહીપાળ
ઘણી રીસ પુત્ર કાં કરો છો, કાં ભરો નેત્રે નીર
શા માટે મન દુઃખ આંણો કહેજો સાચું વીર
યુધિષ્ઠિર રાજા પ્રત્યે પછે, બોલીયો અભિમન્ય
માએ મુજને મોકલ્યો છું, સભામાં રાજન
તે કવચ ભાથા શસ્ત્ર ભીડી, આવ્યો આંણે ઠામ

તાત વિના તે અલુણું, કોણે કર્યો ન આવકાર
માન વિના હું વળ્યો પાછો, ઉપન્યો મહા કાળ
ધિક્ક ધિક્ક પડો એ સભા સઘળી, જે નવ કર્યો આવકાર
ભીમે વળતો મેહેલીયો, લેઇ તમારે ઉત્સંગ
તેણે મારો ક્રોધ સ્વામી, શાંત પામ્યો અંગ
યુધિષ્ઠિર ત્યાં વળતું વદે, હે પુત્ર સાંભળ વાત
કૃષ્ણ સરખા માતુલી[1] ને, અર્જુન સરખા તાત
સહી પુત્ર એ રીસ સાચી, કરો છો તે ન્યાય
કૃષ્ણ અર્જુન નથી આંહી, મુજ ઘણી છે ચિંતાય
ક્રોધ આણે સમે તુજને, ઘટે નહીં લગાર
અમ દુઃખનો છેહ[2] નથી આવ્યો, હજી લગી નિર્ધાર
દુષ્ટ કૌરવે રચી પ્રપંચ, ઉપાઇ છે બુદ્ધ
ચક્રવ્યૂહ ગઢ ભેદી લઇને, કરો કહે છે યુદ્ધ
યુદ્ધ કરતાં ન જીતો તો, ભોગવો ફરી વન
ભીમ સહદેવ નકુળ પૂછયાં, પૂછયા સર્વ રાજન
ભલા બળીયા સુભટ છે પણ, નથી લેહેતા કોય
કૃષ્ણ અર્જુન નથી માટે, કરૂં ચિંતા સોય
નહિતર તુજને ન માનુ કાં, ધર્મ ધુરંધર કુમાર
તે માટે અમને વરાંસો એક, પડયો છે આ ઠાર
દુઃખ જાણી યુધિષ્ઠિરનું, બોલીયો અભિમન્ય
ચિંતા શ્રીહરિ ભાજશે, નિર્ભય રહો રાજન
ચક્રવ્યૂહ ગઢ કરૂં કટકા, લહી એનો મર્મ
પેસી નીકળી સર્વે જાણું, સત્ય માનજો ધર્મ

---

૧ મામો. ૨ છેડો, અંત.

યુધિષ્ઠિર એવું સાંભળીને, હરખ્યા પોતે આપ
પુત્ર તેં જે કહ્યું તે મેં, સર્વ માન્યૂં બાપ
રમત માંહે કાંઇએ નથી, લેવો માંહનો ભેદ
કોઠે યોદ્ધા હશે બળીયા, પેસવું જોઇ વેદ[1]
દુષ્ટ તે જાણી રહ્યા, પુત્રનો આંણુશે અંત
આંહીં હોયતો શીખવે, અર્જુન કે ભગવંત
હજી લગી તેં પ્રહાર કોના, સહ્યા નથી લગાર
ભેદ ગઢના કઠણ છે રે, તું ન જાંણે હજી બાળ

ઉથલો.

ન જાંણે તું બાળ રે, પછે અભિમન્યુ વાણી ઉચરે
જન તાપી કહે યુધિષ્ઠિર તે, સભામાં શ્રવણે ધરે

કડવું ૧૦ મું રાગ કેદારો.

અભિમન્યુ વાણી ઉચરેરે, રાજા તે શ્રવણે ધરે
ભેદ સર્વ એ હું લહું રે.

ઢાળ.

સાતમો કોઠો જાણુતો નથી, સ્વામી છ લગી મારી ગત
એવાં વચન સાંભળી રાજા, વિસ્મય પામ્યા ચિત્ત
કહો પુત્ર ખટ કોઠા લગે, કેમ જાંણ્યો વિસ્તાર
યુદ્ધ કરતાં પેસ નીકળવું, કયાં શીખ્યો નિર્ધાર
એના ભેદ શ્રીકૃષ્ણ અર્જુન, વિના ન જાંણે કોય
જુગ્ત એવડી અમો ન પ્રીછું, તું કેમ પ્રીછયો તન

---

૧ નક્કી.

કુંવર કહે અરે કાકાજી, જ્યારે હતો હું ગર્ભવાસ
પીડાતી મુજ માને જાણી, કેશવ આવ્યા પાસ
દુઃખ શાન્ત કરવા અર્થે, લખ્યો ચક્રાવો તાંહ્ય
વાત કહી વિસ્તારી યુદ્ધની મેં ચિત્ત રાખી તેહ
કોઠા ખટ લગી સર્વે માંડી, વાત કહી ભગવંત
હુંકારો દેતાં ત્યાંહી, નિદ્રા આવી મુજ માત
સુખ પામી પીડા ટળી, ત્યારે રહી અબોલી તેહ
મેં જાણ્યું રખે કથા અધુરી, રાખે શ્રીકૃષ્ણ એહ
તે માટે મેં ઉદરમાંથી, દીધો હુંકારો જાણી
એટલે કથા અધુરી રાખી પ્રીછ્યા સારંગપાણી
મધ્ય કોઠાનો મર્મ ન જાણું, નહીંતર ભેદત માંહ્ય
યુધિષ્ઠિર એવું સાંભળતાં, હર્ષજ પાંમ્યા ત્યાંહ્ય
ભીમ કહે કોઠા ખટ તું જો, ભાગી જાણે ભેદ
બાકીનો એક સહેલ છે, મુજથી થાશે તે છેદ
ગદાવતી કડકા કરૂં ગઢના, કર ગ્રહી કાઢું બહાર
એવું સાંભળી કુંવરે બીડું, લીધું સભા મોઝાર
અભિમન્યુને ત્યાં વેગે વધાવ્યો, સકળ સભા મધ્ય રાય
દંડ પ્રણામ કરીને ચાલ્યો, આવ્યો જ્યાં જનેતાય
અગર ચંદન કસ્તુરી અંગે, કંઠે પુષ્પની માળ
હસિત વદન લઘુ કમળ જાણે, ઈંદુ કરે ઝાતકાર
શૂરપણે આનંદશું, દીઠો સુભદ્રાએ તન
કહે તુજને આવડો આનંદ, શું આવ્યો અભિમન્ય
સુણ્ય માતા તેં મુને મોકલ્યો, રાય યુધિષ્ઠિર પાસ
હું તો દંડ પ્રણામ કરીને, ઉભો જેમ રહે દાસ

ભીમ યુધિષ્ઠિર નકુળ સહદેવ, હુતા તેણે ઠાર
ચારેમાં કોણે નવ જોયું જે, મેં કર્યો રાયને જુહાર
નીચાં મુખ ઉંચાં નવ કીધાં, સભા વિષે કો વીર
મુજને તો દુઃખ સબળ લાગ્યું, નેત્રે આવ્યાં નીર
અર્જુન કૃષ્ણ વિના સહુ સુંનું, દીસે સભા મુઝાર
આત્મા વિના કલેવર દીસે, તેમ દીસે ભયકાર
માન દીધા વિના માતા મુજને, ક્રોધ ચઢયો બહુ ત્યાંહ્ય
ઉઠીને જેવો જતો હુતો, તેવો ભીમે ઝાલી બાંહ્ય
યુધિષ્ઠિરને ખોળે મેહેલ્યો, રાખ્યો રૂદે મુઝાર
ધર્મ કહે પુત્ર મેં નવ જાણ્યો, આવેલો તું આ ઠાર
મહા દુઃખ રાજા વાત કરે ને, નેત્રે આવે નીર
તેણે કરીને માતા મારૂં, ભીજ્યું સઘળું શરીર
મેં પૂછ્યું કાકાજી એવડું, દુઃખ ધરો કાં મન
સુણ્ય માતા તુજને કહું માંડી, બોલ્યા જે રાજન
અર્જુન કૃષ્ણ નથી તે માટે, કૌરવ પાપી જેહ
ચક્રવ્યૂહ યુદ્ધ અમ કને માગે, અમો ન જાણું તેહ
તે માટે ચિંતા છે સબળી, હવે શી થાશે પેર
વાત કરે ને રૂદન કરે, ત્યારે મુજને આવી મેહેર
મેં ત્યાં પણ કરી કહ્યું રાયને, સ્વામી દુઃખ ન આણો એહ
ચક્રવ્યૂહ હું જીતીશ ત્યાં, સત્ય કરી માનો તેહ

ઉથલો.

તે ત્યાં સત્ય કરી માંનો સ્વામી, એવું કહી બીડું ગ્રહ્યું
તે માટે દ્યો આજ્ઞા માતા, સૈન્ય ત્યાં સહુ સજ થયું

## કડવું ૧૧ મું રાગ ધન્યાશ્રી.

સુભદ્રા વળતું વદેરે, સાંભળ કહું અભિમન્ય
આ સમે તારો તાત નથી, રણમાં કરે યુદ્ધ જઇ જેહ
ધર્મે કેમ આજ્ઞા કરી રે, નથી તેં દીઠી ઘેર નાર

### ઢાળ.

નથી દીઠી ઘેર નાર હજી તૂં, વરસ સોલનું ફૂલ
જવા કેમ દઉં પુત્ર તુજને, રૂદે સાલે શૂળ
ભલું થયું જે આજ્ઞા તૂંને, કરી છે મહીપાલ!
તો આવ આપણ જઇશું, આંહાંથી તારે મોશાળ
પછે એનું ગામ એ છે, રાજ કરે કે જાય વન
આપણ ત્યાં દુઃખે સુખે કરી, જીવીશું રે તન
કુંવર કહે રે માતા હું ત્યાં, કરી આવ્યો છું પોણ
બીડું લઇને હું પલાયો, કે'શે આપતું હતું કોણ
કૃષ્ણ સરખા માતુલી, અર્જુન સરખા તાત
જગત્માંહી હાંસી ઉપજે, ઘટે કેમ એ વાત
હે જનેતા તૂજ ઉદરથી જો, ઉપન્યો આ દેહ
તો ભલી કીર્તિ હું કેહેવડાવું, તું સત્ય માને એહ
જન્મ તાંહાં મર્ણ ઉપજે, વેદ વાયક જાણ
ક્ષત્રિનો ધર્મ ઉત્તમ જે, યુધ્ધે છાંડે પ્રાણ
સુભટ તે સ્વર્ગે પળે, બહુ માન પાંમે ત્યાંહ્ય
દેવાંગના પુષ્પે કરીને, વધાવે નભ માંહ્ય
તે માટે હું ફરી ફરી, તુજને કરૂં જાણ
સ્વર્ગ મૃત્યુ પાતાળમાંહી, જશ વદે વેદ પુરાણ

ખોળે મસ્તક મૂકીને, પય પાન કીધું સોય
આશીસ દીધી અતિ ઘણી, સુત હુજો રણુ જશ તોય[1]
પુત્ર કરૂં એક વિનતી, સંગ્રામ કરજો તેમ
ચક્રવ્યૂહ ગઢ ભેદી વળજો, પામીએ જશ જેમ
જદી જો સંગ્રામ કરતાં, વિમુખ થાશો ત્યાંહ્ય
તો દ્રોણજી અપકીર્તિ મુજને, આપશે રણુ માંહ્ય
અર્જુન સરખું સુભદ્રા ઉદરે, ઉપન્યું આ પાત્ર!!
કન્યા સર્જત તે વેળા તો, આવતો જામાત્ર!!
એવાં મેંણાં જો ગર્વે, કરાવતો સર્વ માંહ્ય
અભિમન્યુ એવું સાંભળીને, વચન બોલ્યો ત્યાંહ્ય
ધન્ય કુળ જો કેહેવડાવું, તો નામ મૂજ અભિમન્ય
અર્જુનથી જશ અધિક હોય તો, જાણજે તુજ તન
કુંતાજી ત્યાં એવે આવ્યાં, કુંવરે કર્યા પ્રણામ
આઇ મુજને આજ્ઞા દીઓ, જશું રણુ સંગ્રામ
યુધિષ્ઠિરની આજ્ઞા મુને, હુવી એવી આજ
ચક્રાવો ગઢ ભેદી જાણું, માંટે સોંપ્યૂં કાજ
કુંતા કંહે રે પુત્ર તેં કેમ, બાલકે યુદ્ધ થાય
પરણી વહુ લાવ્યો નથી, તેનો જન્મ કઇ પેર જાય
યુધિષ્ઠિરને કેહેવડાવ્યું, કુંતાજીએ બહુ પેર
બાળકને યુદ્ધે મોકલો તો, તેડાવો વહુ ઘેર
વિજોગે વર કંન્યા જાય તો, લાહુઓ રહે મુજ
તે માટે ઉત્તરા અણાવો, મોકલી કો પૂજ્ય
યુધિષ્ઠિર એવું સાંભળીને, પટ ફેરવ્યો પુર માંહ્ય

[1] તારો.

ભલી જેને સાંઢ હોય તે, પ્રકટ થાજો આંહ્ય
રાયકો એક આવીયો ત્યાં, તેણે કર્યો દંડ પ્રણામ
સ્વામી બે સહસ્ત્ર સાંઢ મારે, કરૂં કહો તો કામ
માસ ખટની વાટ હોય ત્યાં, જાઉ ત્રણ પહોર માંહ્ય
વળી બીજો આવ્યો તેથી, પ્રકટ પામી ત્યાંહ્ય
સ્વામી સુણો એક વિનંતિ, મારે સાસુ વહુમાં વેર
કહુલો[1] નિત્ય ઉઠીને કરે, મેહેલી સ્ત્રી પીયર
દશ સહસ્ત્ર ત્યાં સાંઢ મારે, તેમાં સોલ શ્રીકાર
એક પહોરમાં જઇ આવું છું, દિન પ્રત્યે હું નિર્ધાર
કરી મેં સર્વ તપાસ પણ, વધ્યો એથી છેક
સ્વામી કહો તો ઉત્તરાને, લાવું મેષાનમેષ

ઉથલો.

લાવું મેષાનમેષ રે, એવાં વચન ધર્મે સુણી
તે રાયકાને મોકલ્યો રાયે, અનેક રિદ્ધ આપી ઘણી

કડવું ૧૨ મું રાગ દેશાખ મલાર.

સાંઢ સોળ સજ કરીરે, રાયકો બેઠો ઉપર ત્યાંહ્ય
પહોર એક નિર્ગમી રે, ચાલ્યો વિરાટના પુરમાંહ્ય
મધ્ય નીશાને સમે રે, ઉત્તરા સુતી છે સજ્જાય
ભર નિદ્રા વિષેરે, સ્વપ્નાંતર તે બાઇને થાય
ઘન ગર્જે ઘણું રે, દામિની દીસે છે ભયંકાર
મહા વૃષ્ટિએ કરી રે, જળનો પૃથ્વી પર નહીં પાર
તે મધ્યે સહી રે, ધડ એક મસ્તક વિહોણું જાય

---

૧ કલહ, કલેશ, ટંટો.

ત્યાં ગર્ધવ ઉપરે રે, નગ્ન તે કાળાંતર છે કાય
વળી કો એક દેશનો રે, કોટી કંદર્પ સરખો રાય
પૃથ્વી ઉપરે રે, પડતાં થયો શત ખંડ કાય
અભિમન્યુ રણમાં લઢેરે, કરતો મહા સંગ્રામ
વીર ઘેરી રહ્યા રે, કંથને વેધે છે ઠામ ઠામ
નિદ્રા નવ ગમી રે, જાગી કરે છે રૂદન
હું નથી દેખતી રે, મારો કુશળ કંથ અભિમન્ય
સ્વપ્ન જો માનીએ રે, મધ્ય નિશાનું નવ છેદાય[1]
આક્રંદ કરે ઘણું રે, એવે આવી ત્યાં જનેતાય
પૂછયું કામિનીએ રે, જે જે દીઠું તે કહ્યું નાર
એવે આવીયો રે, સાંઢો દીવે બળતી દ્વાર
કંઠે ઘૂઘરી રે, રૂમઝુમ કરતી આવી તેહ
પૂરનાં જન કાપીયાં રે, જાંણ્યૂ કો આવ્યું પ્રોઢું એહ
રાયકો ઉતર્યો રે, આવી કીધો સર્વને જુહાર
અભિમન્યુ યુદ્ધે જશે રે, તે સર્વે માંડી કહી વાત
ધર્મે મોકલ્યો રે, મને આંણુ કરવા આંહ્ય
ઉત્તરા વેહેલાં મોકલો રે, કેહેશે ખોટી થયો કાંહ્ય
સ્વપ્ન એ તો ખરૂં પડયું રે, જોતાં મળ્યું દૃષ્ટાંત
મા મુને મોકલો રે, ત્યાં તો દીસે છે કલ્પાંત
કંથને નહીં મળું રે, તો લાંછુ રહેશે એહ
વેઠીશ હું સર્વથા રે, કર્મે હોશે સુખ દુઃખ જેહ
સાસરવાસો કરી રે, પછે વળાવી ઉત્તરા નાર
બેઠાં વાહન ચડી રે, પણ ઊંઘેરે પંથે જાય

૧ મિથ્યા થાય.

જંબૂક ઉતરે આડાં ઘણું રે, તે દેખીને અબળા રોય
સોચે કામિની રે, કહે પીયુ નથી મળવો સોય
એવે આવીયાં રે, નગર સમીપે અબળા નાર
હેઠાં ઉતરી રે, કીધા વિધ વિધના શણગાર
નેપુર ઘુઘરી રે, દુગદુગી કટી મેખલા ચુડ
બાંધ્યો ગોફણો રે, કાને શોભે ઝાલ અમૂલ્ય
કાજળ સારવા રે, બાઇએ કુંકુમ જોયૂં સાર
તે સર્વે વીસર્યાં રે, બેહેની થઇ તે નિરાશ
જ્યાં ત્યાં મુજને રે, ભાઈ કર્મ દીએ દોષ
રાયકો બોલીયો રે, બહેની માં ધરશો રે રોષ
સાંઢ એક સજ કરી રે, કુંકુમ કાજળ લેવા જાય
એવે યુદ્ધ સમો હવો રે, અભિમન્યુ જવા તત્પર થાય
સુભદ્રા કુંતા ત્યાં સહી રે, રહ્યાં રહ્યાં વાટ જુએ અપાર
જે આંણુ સમે રે ભાઈ આવી નહીં ઘેર નાર
ક્ષણ એક ભીતર રહે રે, વળી ક્ષણ જોવા આવે બહાર
પણ દેખે નહીં રે, દષ્ટે અભિમન્યુની જે નાર
ભીમસેન આવીયા રે, કહે વે'લા ચાલો અભિમન્યુ ત્યાંહ્ય
ધર્મે મોકલ્યો રે, તમને તેડયા છે રણ માંહ્ય
અભિમન્યુ ઉઠીયો રે, પેહેર્યાં કવચ ટોપ શણગાર
ભાથા ભીડીયા રે, લીધાં વિધ વિધનાં હથિયાર
ચર્ણે માતને રે, લાગ્યો વિનતડી કરીને તન
સુભદ્રા ત્યાં વદે રે, પુત્ર જશ હજો તુજ અભિમન્ય
તાંહાંથી નીકળ્યો રે, આવ્યો કુંતાજીને ઘેર
સુભદ્રા સંગે હતાં રે, રહ્યાં રહ્યાં આક્રંદ કરે બહુ પેર

વધુ બહુ વલવલે રે, અબળા શોક ધરે અપાર
કુંતાજી જઇ કહે રે, આ સમે ન આવી પહોચી નાર

કડવું ૧૩ મું રાગ કેદારો ગોડી.

ઉત્તરા શે ન આવી આ સમે, તારો કંથ સંગ્રામે જાય
ઉત્તરા શે ન આવી આ સમે. ટેક.
હું તો વાટ જોઇ જોઇ ઘણું રહી, પણ દીસે નહીં કે મોર. ઉત્તરા.
હું મંદ ભાગણી આંહાં રહી, અને પુત્ર જાય છે યુદ્ધ
તુજ કોમળ કંથને વેધશે, તે કેમ જણાશે શુધ. ઉત્તરા.
બેહુ હાથ તે પૃથ્વી મુજ પડયા, જે દીધી સુતને શીખ
હું પાપણીને કેમ ગમ્યૂં, નાખી અમૃત પીધું વિખ ઉત્તરા.
એ પુત્ર તે પાછો નહીં વળે, નહીં પળે યુદ્ધથી શૂર
બેહુ પક્ષે બળીયો પૂરો, વઢી થાશે જોતાં શૂર. ઉત્તરા.
એ પુત્ર તે જ્યારે જન્મીયો, (ત્યારે) હુખીં મનશું અપાર
જાણ્યૂં પરણી વહુ લાવશે, તે મેં નેત્રે ન દીઠી નાર. ઉત્તરા.
એ બાળક વઢી શું જાણશે, છે દ્રોણ કર્ણ વિશાળ
એ સોળ વરસનું ફૂલડું, તાત વિના થાશે શા હાલ. ઉત્તરા.
મેં જાણ્યું વધુ વિછોહ નહીં પડે, એની પૂરશે મનની આશ
તે કુંવર આજ રણને ચઢયો, નારી મેલ્હી પીયર નિ-રાશ. ઉત્તરા.
વેળા વીતી ગઇ અવધની, પણ ન આવી તે નાર
જન તાપી કહે દિન ચઢયો, (ત્યારે) નીકળ્યો અભિ-મન્યું બહાર. ઉત્તરા.

### કડવું ૧૪ મું રાગ ગોડી.

કુંતાજી પ્રત્યે વદે, અભિમન્યું વળતો ત્યાંહ્ય રે
આજ્ઞા હવે આપીએ આઈ, જશું અમે રણ માંહ્ય રે
સતી કહેરે પુત્ર તુજને, હજો રણ જય આજ રે
ચક્રવ્યૂહ ગઢ ભેદી વળજો, કૃપા શ્રી મહારાજ રે
તારે મસ્તકે રક્ષા મુકુંદજીની, ગ્રીવા ગરૂડારૂઢ રે
નાસિકાએ રક્ષા નારાયણની, અધરે અનહદપૂર રે
ચક્ષુએ રક્ષા ચતુર્ભુજની, કંઠે કમળા કંથજી
હૃદે રક્ષા હૃષિકેશની, ભુજાએ શ્રી ભગવંતજી
પૃષ્ટે પુરુષોત્તમની રક્ષા, નાભિએ શ્રી નરહરિજી
જંઘા સ્થળે શ્રી જાનકીપતિની, વિશ્વંભર રહો વિસ્તારીજી
આશીશ દેઇને તાંતણો એક, બાંધીયો હાથે વણીજી
નિર્ભય કરીને થાપીયો, આયુધ કો ન શકે હણીજી
કૃષ્ણ ભગિની વદે મુખથી, કુંતાજી વર આપીયેજી
મારા કુંવરને યુદ્ધે મોકલી, ઘેર પોતાના પાંચ રાખીએજી
કુંતા કહે બાઇ માહરૂં, કીધું તો થાતું નથીજી
શા માટે અપજશ આપો, તાંતણો બંધાવતીજી
નમસ્કાર કરીને નીકળ્યો, અભિમન્યુ રથે બેઠોજી
વાગીયાં વાજીંત્ર ત્યાંહાંથી, અશ્વને હાંક્યા પછેજી
શૂર સુત સુભટ ભાથા, બેહુ ગમાં બેઠા ભરીજી
હજુ તો ઉત્તરા ન આવી, શું જુઓ વાટ ફરી ફરીજી
કુંકુમ કાજળ વિસર્યું તે, રાયકો આવ્યો લઇજી
શણગાર સર્વે કરી અબળા, નગર ભણી ચાલ્યાં વહીજી
દીવાકર દિન ઉદીયો, થયો ઘટિકા ત્રણનો સમોજી

એવે અભિમન્યું મળ્યા સાંમા, ઉભય મોં બેહુ ત્યાંહાજી
કોટી કંદર્પ રૂપ સુંદર, ચંદ્રમા બેહુને મુખેજી,
જોઇ આશ્ચર્ય થયાં મનશું, વિહ્‌વળતા ઉપન્યો વિષજી[1]
સાયકાને પૂછીયું ઉત્તરાએ, કરી બહુ વિનતીજી
સાચું કહે રે એ કોણ છે, એને હુંતો ઓળખતી નથીજી
અરે બાઇ એ કંથ તાહરો, જાય છે યુદ્ધને સમેજી
ઉત્તરા એવું સાંભળીને, ઉતરી તતક્ષણ તેમજી
પ્રણામ કરીને પ્રેમદા મુખે, મધુર વચન વદે સહીજી
ઋતુ સમો છે ઋતુ આપીએ, સ્વામી કામના પુરો અહીંજી
અભિમન્યું કહે છે કામિની, આ સમે તો યુદ્ધે જઇએજી
ઉભય દળ સર્વ મળ્યું છે, ઋતુ આપતાં ખોટી થઇએજી
યુધિષ્ઠિરની આજ્ઞા છે માટે, વ્યુહ જઈશું શૂરશુંજી
હવડાં તો જાઓ સુભદ્રા કને, આવી આશા પૂરશુંજી
ઉત્તરા કહેરે કંથ મારા, આશા ભંગ ન કીજેજી
સમો જોઇને આપીએ તો, ધર્મનું ફળ લીજેજી
ઋતુ આપી ઋતુવંતી નારને, નર નિભ્રંછી કો નથી ગયાજી
સમ છે ઋતુવંતીને ઋતુ આપીએ, સ્વામી દિવસ સોળ
મુજને થયાજી
અભિમન્યું કહે રે કામિની, આ સમે તો યુદ્ધને જઈશુંજી
આવ્યા પુઠે સર્વથા તુંને, પુત્રનું ફળ આપીશુંજી
અરે સ્વામી યુદ્ધે જાતાં, કો આવે કો ત્યાં પડેજી
આ સમે હોય તો પામીએ, પછે પુત્રનું ફળ શા વડેજી
વદે વર્જ્યું નથી કહીએ, વાત છે બહુ કાળનીજી

---

૧. વિષય, મદન.

ઋતુ સમે ઋતુ ન આપે તેને, હત્યા ઉપજે બાળનીજી
તે માટે આશા પુરીએ, અમે જવા તો દેશું નહીજી
આજ મારે સમો છે, ફળ પુત્રનું લેઈશું અહીંજી
એવું કહી કંઠે બાંહુ ઘાલી. પ્રેમદાએ પીયુને અનુસર્યોજી
મધુર વચને વદી વિનવતાં, કંથ કામાતુર થયોજી
ઉદ્યાનમાં પટ અંતર ધરીને, આપીયું ઋતુ ત્યાં સહીજી
સંતોષી તે સુંદરીને, તોએ કંઠશું વળગી રહીજી
હું જવા નહીં દેઉં કંથ તુજને, વરસ સોલ તુજને હવાંજી
તેરમું આજ જાય માહરે, બાકી તુજને દેઉં ન જવાજી
અભિમન્યુ કહેરે સુંદરી તેં, કહ્યું તે ત્યાં સર્વ ભલુંજી
હું સભામાં મુખ શું દેખાડું, હાસ્ય થાય જો ઘેર વળુંજી
મેં પુત્રનું ફળ આજે આપ્યું, તે તો તુજ હશે સહીજી
હવે મુજને જાવાદે તું, માં કર ખોટી આહાં રહીજી
હવડાં તો જઇ યોદ્ધા જીતી, આવીશું વેગે કરીજી
પછે આપણા સદા ગૃહે, દિન નિર્ગમીશું ક્રીડા કરીજી
એ કૃષ્ણ પાપીએ કપટ કીધું, ભોળવ્યો મુજને સહીજી
કહે કદ્રુપી છે નાર તારી, તે માટે તું ત્યાં રહીજી

**ઉથલો.**

તે માટે તું ત્યાં રહીરે, મેં ન જાણ્યું આવી સુંદરી
એ દુષ્ટના પ્રાણ લઉં, જો જીવતો આવું ફરી

**કડવું ૧૫ મું. રાગ ૨ મઞી.**

વૈશંપાયન કહે સુણ રાયજી, કહું તમને માંડી સર્વ ઉપાયજી
અભિમન્યુએ નારી સંતોષી ત્યાંયજી, પછે વળાવી સુભદ્રા
જ્યાંહાંજી

## ઢાળ.

સુભદ્રા કને મોકલી તેને, પ્રબોધી બહુ જુગ્ત
પછે તેને પુત્ર પ્રકટયો, પરીક્ષિત મહા ભકત
કવચ ભાથા ક્ષુરી બાંધ્યા, કુંવર થયો સાવધાન
યુધિષ્ઠિર કને આવીયો રાયે આપીયાં બહુ માન
નમસ્કાર કરીને વદે વાણી, સાંભળો રાય ધર્મ
હું તો આગળ નથી જાણુતો, સાતમા કોઠાનો મર્મ
છ લગી તો સર્વ જાણૂં, મધ્યનો ભીમ હા ।
કાકાજી તો હુંય ઉગરૂં, જો કરે આવી ઘાત.
ભીમ વળતું બોલીયો, સુણ કુંવર કહું છું એહ
સાતમે જઇને હાક મારૂં, કરૂં કડકા હું તેહ
હું છતાં કેમ દુઃખ પામે, લેઉં તેહના પ્રાણ.
ગદા લેઇ એક પાસથો, વાળતો આવું ઘાણ
અભિમન્યું એવું સાંભળી, લાગ્યો યુધિષ્ઠિરને પાય
આજ્ઞા માગી નીકળ્યો ત્યારે, બોલીયા ધર્મરાય
અરે કુંવર જોઇને, સંગ્રામ કરજો ત્યાંહ્ય
અર્જુનને પછે કશો ઉત્તર, અમો દેશું આંહ્ય
રથ ઉપર બેઠો જઇ કુંવર, ત્યારે વાગીયાં નિશાણ
ગરજ ગુપ્તી શેલ (?) ફરસી, ચઢયો લેઇ રાજાન
અભિમન્યુ કહે રે સારથી, રથ હાંકય મારો ત્યાંહ્ય
ચક્ર વ્યૂહ ગઢ ભેદીએ જઇ, દ્રોણાચાર્ય છે જ્યાંહ્ય
સુમિત્ર કહે પ્રભુ તમને, રાયે સોંપ્યું કામ
તો દ્રોણશું સંગ્રામ કરજો, જોઇને તેણે ઠામ

અભિમન્યુ કહે આજ ઇંદ્ર અર્જુનને, ગણે છે ત્યાં કોણ
હું કૃષ્ણથી બીહીતો નથી, તો કવણ માત્ર તે દ્રોણ
સારથીને નિભ્રંછી, રથ હકાવ્યો રણમાંહે
મહારથી કૌરવપતિ સહુ વિમાસે મન ત્યાંહે
અર્જુન સરખો વીર વિરાજે, જણાય છે કો જાંણ
સંગ્રામ સહી એ સબળ કરશે, દેખીયે ઉઠાણ.
દ્રોણાચાર્યે જે રચ્યો ગઢ, એક રાત્રમાં આ ઠામ
મંત્ર આરાધનાએ કીધું, વિજયકારી કામ
મુખે પોતે રહ્યા બીજે, કૃપાચાર્ય જ હોય
ત્રીજે ગઢ તો કર્ણ ઉભા, ચોથે અશ્વસ્થામા સોય
પાંચમે ગઢ તો લક્ષ્મણ ઉભા, ચારે દુઃશાસનના તન
શુભટ પાંચે મહા બળીયા, નથી કાયર કોઇ મન
શલ્ય શકૂનિ દુઃશાસન રહ્યા, છઠ્ઠો ગઢ જયાંહ્ય
સાતમે જયદ્રથ ઉભો ને, દુર્યોધન બળીયો જેહ
અગીયાર અક્ષોહિણી, ગઢને કાંગરે સર્વ યોદ્ધ
પંચ શબ્દ વજાડે ત્યાં, કૌરવ આણી ક્રોધ
ગરજ ગુપ્તી શેલ (?) ફરસી, ગદા મુશળ પાહાણ
ખડ્ગ કાતી ને કટારી, તલવાર મોગર બાણ
નાળ ગોળી પ્રાશ ગડી (?), શંખ ચક્ર ત્રિશૂલ
નગ્ન આયુધ કરી ઉભા, કવચ અંગે પૂર
અભિમન્યું પાસે આવીયો, પરીક્ષા કરી સર્વ જોય
એની ધજા ઉપર કપી નથી, પણ હશે બળીયો કોય
ક્રોધશું લેહે અશ્વ ચારે, હંકાર્યા રણ સંગ
દ્રોણને મુખે જઇ પડયો, જેમ પડે દીપ પતંગ

## ઊથલો.

જેમ પડે દીપ પતંગ તેમ, અભિમન્યુ જઇ ઉભો રહ્યો
નમસ્કાર કીધો ગોરને, તેણુ આશીર્વાદ ફરી દીધો રે

## કડવુ ૧૬ મુ–રાગ આંદોલ ગોડી

સ્વામીએ દ્રોણાચાર્ય જો, આશીર્વાદ દીધો રે
લીધો નમસ્કાર ગોરે હેત કરી રે
શીષ્યનો તે સુત જાણી, એવું મન આણી રે
વાણી બોલ્યા રે દ્રોણ, દયા કરી રે

## ઢાળ.

દયા કરીને દ્રોણજી ત્યાંહાં, વદે મુખથી વાણ
જા બાલકા સાથે શું વઢું, હું, વૃદ્ધ થઇને જાણ
યુધિષ્ઠિરને શું કહું જે, મોકલ્યો તું બાળ
અજ્ઞાની મૃત્યું ચડયું માથે, રૂઠયા શ્રી ગોપાળ
કે વચન બાણે કરી આવ્યો, અજાણ્યો થઈ નાટ
જા ફરી ઘેર જીવતો સહુ, જોતાં હશે વાટ
અભિમન્યું કહે પ્રભુ તમશું હશે મારે એહ
કૃષ્ણ અર્જુન તણી વિદ્યા, દેખાડું છું જેહ
તે માટે પહેલાં પ્રહાર સ્વામી, કરો મુજ પર આજ
દ્રોણ કહે તુજ બાલક ઉપર, કરૂં તો છે લાજ
કુંવર કહે આચાર્ય ઉભા, પ્રથમ મેં કેમ થાય
બાલક છું પણ કેસરીનું, જાંણશે સહુ કોય
દ્રોણ એહેવું સાંભળી, દશ બાણ મેહેલ્યાં પ્રોઢ

તે ધસ્યાં મારૂતની પેરે, પણ કર્યાં કુંવરે ચૂર
પાર્થપુત્રે ફરી તે પર, સાત મેહેલ્યાં બાણુ
દ્રોણાચાર્યે આવતાં તે, નિષ્ફળ કીધાં જાણુ
અન્યો અન્ય એમ શસ્ત્ર મેહેલે, થયું રણ અંધકાર
મેરૂ પર્વતની પેરે તે, કો નથી તજતા ઠાર
વૈશંપાયન બોલીયા, સાંભળો રાજા એહ
અભિમન્યુંને ત્યાંહાં સાંભર્યું, ભગવંત બોલ્યા જેહ
જુગત કૃષ્ણે કહી હતી, તેમ મેહેલીયું મોહ બાણુ
પ્રથમનો ગઢ હાથ આવ્યો, પડ્યું ત્યાં ભંગાણુ
કૃપાચાર્ય હતા બીજે, કર્યો મહા સંગ્રામ
તેહ જીત્યા મોહ પમાડી, ગયો ત્રીજે ઠામ
દ્રોણ ઉભા હતા ત્રીજે, કુંવરે કર્યો નમસ્કાર
તમો અમારે પૂજ્ય સ્વામી, ઘટે અર્જુન ઠાર[1]
પ્રહાર પેહેલો કીજીએ, જેમ માને મારૂં મન
પછે સ્વામી સેવા કરૂં, હું સમો જોઈ રાજન
કર્ણ એવું સાંભળીને, બાણુ મેહેલ્યાં સાત
પાર્થ પુત્રે આવતા તેને, કર્યાં જોતાં નિપાત
તે પછી વળી સોલ મેહેલ્યાં, તેહ ભાંજ્યાં જાણુ
નિષ્ફળ થઇ થઇને પડયાં, પણ ન વાગ્યું એકો બાણુ
શ્રી કૃષ્ણજીએ જાણીયું, તાંતણો બાંધ્યો જેહ
સહી અભિમન્યું અમર કીધો, નથી મરવો એહ

---

1 ઠામ.

કુંતાજીએ મર્મ જાણ્યા, વિના બાંધ્યો હાથ
શસ્ત્ર તો ભેદતું નથી, એની વજ્ર કીધી જાત
તે માટે હું ત્યાંહાં જઇને, છોડાવું રક્ષા એહ
પ્રપંચ કીધા વિના એની, નથી પડવી દેહ
વિપ્રનું એક રૂપ લેઇને, પધાર્યા શ્રી નાથ
કર્ણ કને આવી તેને, પ્રીછવી કહી એક વાત
કુંતાજીએ રક્ષા એને, અભય બાંધી જાણ
તે માટે તારાં નિષ્ફળ જાશે, મેહેલશે જે બાણ
છોડયા વિના એ નથી મરવો, વદે શ્રી ભગવાન
એવું કહીને હરિ ત્યાંથી, હુવા અંતર્ધ્યાન
વળી કર્ણે વીશ મેહેલ્યાં, ક્રોધ આંણી અત્યંત
આવતાં અભિમન્યુએ, ભાગી કર્યા કડકા શત
કુંવર કહે હવે શું ગ્રહે છે, શર વારો વાર
ચોટ ત્રણ મેં ચુકવી એક, સહે મારો પ્રહાર
કર્ણ વળતું બોલીયો, સાંભળો કુંવર અભિમન્ય
તું સબળ કાયર દેખીએ, મેં લહ્યું તારૂં મન
સુભટ હોય તો દોરડાં શ્યાં, બધાવે પર હાથ
આપ બળ વિના ન પામે યશ, એ સર્વ જુઠી વાત
કુંવર એહેવું સાંભળીને, ચડયો મનશું કાળ
કુંતાજીનો દોરડો તે, છોડી નાખ્યો તતકાળ

**ઊથલો.**

છોડીઓ તતકાળ રે, અને નાંખ્યો શત કડકા કરી
કૃષ્ણજીએ ત્યાં આવીને, તે રક્ષાને લીધી હરી

### કડવુ ૧૭ મું રાગ ધન્યાશ્રી.

વૈશંપાયન બોલીયા રે, સુણો જનમેજય રાય
પછે યુદ્ધ લાગ્યું ઘણુંરે, અન્યોઅન્ય રૂધીર ગળતા જાય
બાણુ દશ મેહેલીયાંરે, કર્ણે કર્યો રથ તેનો ચૂર
વાહન વિના અભિમન્ય હુવો રે, પાળો થઈ મહા શૂર

ઢાળ.

પાળો થઇને પરવર્યો, વ્યૂહ મધ્યે વઢતો વીર
ચોહ પાસથી શર સબળ વરસે, ચૂકવે તે શુર
માતંગ મારે ક્રોધશું, એક ગદાએ નિર્ધાર
કર્ણ તૂટીને પડયો, ત્યારે કર્યો જઇને પ્રહાર
ત્રીજો ગઢ તો હાથ આવ્યો, ગયો ચોથે ઠામ
રથ વિના અભિમન્ય પાલો, કરે મહા સંગ્રામ
ભીમ પાછળ થકો આવે, રક્ષા કરતો જાણ
દોટમાંહાં કો ચડે હાથે, લીએ તેહના પ્રાણ
અશ્વસ્થામા હતા ચોથે, કુંવરે કર્યો જુહાર
એક બાણ મૂકી મોહ પમાડયા, થયૂં મુક્ત દ્વાર
પાંચમે ગઢે કુંવર આવ્યો, ધસી પાલો જાણ
લક્ષમણ તે અભિમન્યુ પ્રત્યે, પછે બોલ્યો મુખે વાંણ
અરે અભિમન્યુ મેહેલ આશા, જીવ્યાની આ ઠાર
તું એકલો અટવાઇ મરશે, બોહોળો અમ પરિવાર
કુંવર કહે શત કૌરવ છો, તે કાષ્ટને સમાન
અગ્નિરૂપી હું ફરૂં છું, જો કરૂં બાળી રાખ
દુર્યોધનનો પૂત્ર કહે, અભિમન્યુ સાંભળ વાત

ચારે ગઢ તેં જીતીયા પણ, ચઢયો છે મુજ હાથ
એવું કહી વીર વચ્ચે લીધો, કરે ચોગમ માર
અધર્મ યુદ્ધ પાપી કરે ત્યારે, કુંવરને ચઢયો કાળ
રથ વિના પાલો ધસ્યો, અભિમન્યુ આંણી રીસ
તલવાર લઇને દુષ્ટ પાંચે, તણાં છેદયાં શીસ
કૃષ્ણ મનશું પોતે વિમાસે, ભીમસેન પાસે જાણ
ત્યાં લગી અભિમન્યું કેરા, નથી પડવા પ્રાણ
પુરમાંહાં જઇ એક છોડીયો, માતંગ મોટો જેહ
પ્રજા લાગ્યો પીડવા તે, રહ્યો ભોમ ભાંજે તેહ
યુધિષ્ઠિર કહે બુંમ પાડી, રહ્યો ઉભો કોય
ભીમસેન સ્વામી તેડાવો, માતંગ બાંધે સોય
યુધિષ્ઠિરની આજ્ઞા લેઈ, તેડાવ્યો ભીમ ત્યાંહ
વૃકોદર કહે કુંવરને, હું આવીસ ક્ષણ એક માંહ
કુંવર કહે રે કાકાજી, હાવે તમારૂં છે કામ
વેહેલા જઇને આવજો આંહાં, થાશે મહા સંગ્રામ
આજ્ઞા માગી નીકળ્યો, ભીમસેન તેણે ઠાર
કૃષ્ણે પ્રપંચ કરી કાડયો, એમ કરી તેને બહાર
પછે ગઢ જઇ રહ્યો ઉભો, એકલો અભિમન્ય
પૂત્ર ચારે મૂઆ જાણી, ધસ્યો ત્યાં દુઃશાસન
કુંવર કહે રે દુઃશાસન, તૂં ભલો દીઠો આંહે
યુધિષ્ઠિરનો અરી છે પણ, હવે જાઇશ કાંહે
દ્રોપદીને ગ્રહી રહ્યો તું, સભા સર્વ મુઝાર
તે અધર્મનું ફળ પમાડું, હું વિંધું આંણુ બાણ
યુધિષ્ઠિરનો અરૂણીયો, આજથી થાઉં જાંણુ

એવું કહી એક બાંણુ મેહેલ્યું ક્રોધ સાથે ત્યાંહે
દુઃશાસનનું હૃદે છેદી, ગયૂં પૃથ્વી માંહે
પછે તેણે અભિમન્યુ ઉપર, પાંચ મેહેલ્યાં બાણુ
આવતાં તે કર્યાં કડકા, કુંવર થયો સાવધાન
ચાર બાંણે અશ્વ માર્યા, ધજા છત્ર સંગાત
આઠ માર્યાં હૃદે માંહીં, તેણે પડયો મૂર્છા સાથ

ઊથલો.

તેણે પડયો મૂર્છા સાથ રે, ત્યાં અભિમન્યું ગાજી રહ્યો
મુઓ જાણી દુઃશાસન, રથ સારથિ તાણી ગયો.

કડવુ ૧૮ રાગ સામગ્રી.

વૈશંપાયન બોલીયા વાણીજી,ભાગ્યો દુઃશાસન એવું જાણી
કૌરવ ધાયા આયુધ સાથજી,અભિમન્યું ઉપર કરતા ઘાતજી

ઢાળ.

ઘાત કૌરવ કરે સઘળી રહ્યા ચારે પાસ
અભિમન્યુ ઉભો નથી ગણતો, રતી મનશું ત્રાસ
ચોપાસથી શર સઘળ વરસે, કુંવર એક વચ માંહ્ય
મળી સર્વ કૌરવ વઢે, પણ નથી ડગતો ત્યાંહ્ય
કુંવર સર્વને પડે પૂરો, દધીની પેરે જાણુ
આવતાં શર સર્વ ચુકવી, તે કરી મારે બાંણુ
લઘુ લાઘવી વિદ્યાએ કરી, ફરે તે રણમાંહે
તીલ માત્ર નથી ગણતો, કુંવર કોને ત્યાંહે

અશ્મક દેશના[1] રાયનો સુત, શાલક એહેવું નામ
દશ બાણુ માર્યાં અભિમન્યને, રહી તેણે ઠામ
પાર્થ પુત્રે આઠ મેહેલ્યાં, સબળ આંણી રીસ
સારથિ અશ્વ ધજા ભાગી, છેદયૂં તેનું શીસ
પછી ધાયો શલ્ય મનશું, સબળ આંણી દ્વેષ
પાર્થ પૂત્રે કર્યો મૂર્છા, બાણુ મારી એક
શલ્ય મૂર્છાએ પડયો, ત્યારે ધસ્યો તેનો ભ્રાત.
આવતાં અભિમન્યું ઉપર, ગદા મૂકી ઘાત
અભિમન્યુને વાગતાં, ધસ્યો સબળ આણી રીસ.
તલવાર લેઇને દુષ્ટનું, જઇ વિંધ્યું વેગે શીસ
કૃતવર્માને સોમ દંતી, સુત દીર્ઘલોચન
વીસ્રા વ્રદારીક ભુરીશ્રવા, સ્યાવા દુર્યોધન
એ અધર્મ યુદ્ધ પાપી કરે, ચોપાસ મેહેલે પ્રહાર
કુંવર વચમાં એકલો તેને, નથી કોનો આધાર
અભિમન્યું ભેદાયો થકો, મન ઉપન્યો મહા ક્રોધ
બાંણુ ત્યાંહાં અસંખ્ય મેહેલી, નસાડયા સર્વ યોદ્ધ
ધસે ત્યાં અંતરની પેરે, જાંણે પ્રાણ લેશે અંત
સિંહ થકી જેમ ગજ નાશે, તેમ નાશે સર્વ સૈન્ય
અશ્વ ગજ રથ સારથી, ચોહોપાસ નાઠા જાય.
સર્વ સુભટ જાણે મારતો, અભિમન્યું પુઠે ધાય
વિષ્ણુંના સરખું તેજ પરાક્રમ, કર્યું કુંવરે જાંણુ
રૂદ્રથી જેમ મીહુત (?) નાશે, પડયું તેમ ભંગાણુ

[1] પ્રતિષ્ટાનની દક્ષિણ દિશાએ આવેલો પ્રાંત.

દળ ઘણું માર્યું કર્યું કર્દમ, બાણુ કેરે ઘાય.
કવચ ધડ શીષ અળગાં, માંસ પશુઓ ન ખાય
વિંડર્યા કર સુદ્રિકા, મણી કેરા ઝાતકાર
ગરૂડે છેદી નાંખીયા, જાણે પાંચ ફેણના નાગ
નાલ રહીત જેમ કમળ શોભે, પડયા પૃથ્વીમાંહે
તેમ મસ્તક સુભટ કેરાં, રડવડે જ્યાં ત્યાંહે
વૈશંપાયન બોલીયા સુણ, જન્મેજય રાજન
દેશદેશના ત્યાંહાં રાજા, સર્વ થયા પતન
પાર્થ પુત્રે સૈન્યા મારી, ત્યાં કર્યો અતિ રોલ
રૂધિરની એક નદી ચાલી, હુવૂં રણ કલોલ
સાતમે ગઢ કુંવર આવ્યો, કરી મહા સંગ્રામ
સુભટ સર્વે રહ્યા થંભી, કોએ ન ઘાલે હામ
મુગટ ઢળી ઢળી પડે સહુના, ન થોભે હથીઆર
શરીરની શુધ નથી કોને, તજાવ્યો અહંકાર
દેવતા ત્યાં પુષ્પે કરીને, વધાવે નભ માંહે
રણ જશ કર્યો અભિમન્યુ એ, સર્વ વખાણે છે ત્યાંહે.

ઉથલો.

સર્વ વખાણે છે ત્યાહરે, પછે શંખનાદ કુંવરે કર્યો
દુર્યોધન તે દેખીને, અતિ ક્રોધ મન સાથે ધર્યોરે.

કડવું ૧૯ મું. રાગ ગોડી.

દુર્યોધન દેખી દળ પાત, તેડયા પોતાના શત ભ્રાત
અરે વીર આ રણને સમે, કરો યુદ્ધ એકઠા થઇ તમે
સોલ વરસનો બાળક થઈ, જશે જીવતો રણ જશ લઇ

અહી ગદાના મારે પ્રહાર, નહીં તો રાજ ગયું આ ઠાર
પછે શત બાંધવ ત્યાં વઢે, અધર્મ યુદ્ધ પાપી ત્યાં કરે
વિકારે દુર્યોધન ત્યાંહાં, અકળાંણ્યો કુંવર વ્યુહમાંહાં
કૃપ બાંણુ તે મેહેલ્યું રાય, પ્રતંચા કીધી કડકાય
રહ્યું ધનુષ્ય તુટી કરમાંહે, અભિમન્યું દુઃખ પાંમ્યો ત્યાંહે
પડયા સુભટ તેનાં હથિયાર, લેઇ અભિમન્યું મારે તે ઠાર
ન જુએ મુઆં સબ જેહ, ચારે પાસે મારે તેહ
અટ યોદ્ધા મહારથીએ મળી, ઘેર્યો ત્યાં અભિમન્યુંને ફરી
સ્ફુટા પ્રહાર ગદાના કરે, એકેક વારે સો સો પડે
અભિમન્યું કહે પાપી સાંભળો, તમો શત ને હું એકલો
સાંભળતાં દુર્યોધન રાય, વળી ગદાનો કીધો પ્રહાર
પડયો મુગટ અભિમન્યુંનો ઢળી, પામ્યો મૂર્છા દેહ સુધ ટળી
શત બાંધવ દુર્યોધન તણા, પાપી ઉપર મારે ઘણા
સ્વપ્ન હવું ઉત્તરાને જ્યેમ, અભિમન્યુંને ત્યાં વીતે તેમ
વળી ઉભો તે કરતો માર, ધાય ચોપાસે વિકરાળ
કૌરવ સઘળા નાશે જાણ, કહે અંતક એ લેશે પ્રાણ
એવો મનશું આંણે ત્રાસ, કૌરવ સૌકો ન આવે પાસ
અભિમન્યું નીકળવાનું કરે, મધ્ય કોઠાનું દ્વાર ન જડે
અકળાયો મન મેહેલી આશ, હવે ભીમનો શો વિશ્વાસ
મેં જાંણ્યૂં વેહેલો આવશે, એમ શું એકલો મેહેલી જશે
પણ દા[1] દીધો કાકાએ ખરો, મરાવ્યો રાખી એકલો
કેમ ગમ્યૂં કાકા એ તુંને, સત્ય વચન આપ્યૂં હતું મુંને

---

૧. દગો.

...ંગ્યો દુઃખ મન મેહેલી આશ, બહુ આહારીનો શો
વિશ્વાસ
...ળી મનને આંણો ધીર, આયુધ વિના શું મારે ધીર
...ચક્ર ટપવાનું મન કરે, પહોચે નહીં ડગ પાણજ ભરે
...ષ્ણે તેનો મર્મ ન કહ્યો, તો ગુંચાઈ અભિમન્યું રહ્યો
...ીમ ભીમ કહી પાડે સાદ, કૌરવ ઘણો વગડાવે નાદ
...જો ભીમ સાંભળશે એહ, તો ત્યાં વહારે ધાશે તેહ
...ચારે નથી આપણને ઠાર[1], કૌરવ એહેવો કરે વિચાર
...ંચ શબ્દ વજડાવ્યાં સહી, કાંન પડયું સંભળાય નહીં
...તવ અભિમન્યું દુઃખ પાંમ્યો ઘણું, હુવે બળ શું પીઆ-
રા[2] તણું.
...ોતાના વિના જુઠી આશ, એવું કહી મેહેલ્યો નિશ્વાસ
જયદ્રથને પ્રેર્યો ગોપાલ, ફરસી લેઇ ધાયો તતકાળ
...ર્યો પ્રહાર મન આંણી રીસ, પડયા પછી જઇ છેદ્યુ શીષ
દુંદુંભી નાદ હુવા નભ માંહે, કૃષ્ણની દાઝ ઓળાઇ ત્યાંહે
તેહ હર્ખ આંણી જગદીશ, જાલંદરનું છેદ્યું શીષ
સકળ દેવતા કીધા સુખી, બંધ થકી મુકાવ્યા ઋખિ
કોલાહળ વ્યૂહમાં થઇ રહ્યો, સાંભળતાં ભીમ ધાઈ ગયો
ગદા ગ્રહી આવ્યો ગઢ જ્યાંહે, દેખી નહીં કો વઢતા ત્યાંહે
...ાત સુણી જે અભિમન્યુ પડયો, દિગ્મૂઢ થઇને પાછો
વળ્યો
આવ્યો ભીમ યુધિષ્ઠિર પાસ, વાત કહી મેહેલ્યો નિશ્વાસ
સ્વામી સુતનો આવ્યો અંત, જોતાં માંહે થયું કલ્પાંત

૧. ઠામ, ઠેકાણું. ૨. પારકાનું.

યુધિષ્ઠિર દુઃખ પામ્યા જાણ, શી ગત સુતના છાંડયા પ્રાણ
વાંક નહીં તે કુંવર તણો,કાંકે ચડાવ્યો આપણે ઘણો
હાથે કરી મરાવ્યો બાલ, આપ્યો બોલ ન કીધી વહાર
જન તાપી કહે કુંતી તન, વાત કરે દુઃખ આણે મન

## કડવું ૨૦ મું. રાગ શોકમલાર.

વૈશંપાયન બોલીયારે, સુણ જનમેજય રાજન
સુભદ્રા કુંતા આવીયાંરે, જ્યાં હુતો કુંવર અભિમન્ય
આક્રંદ કરે દુઃખ ધરે રે, અરે દૈવ શું થયું એહ
યુધિષ્ઠિરને શું કહું રે, મુજ પુત્ર મરાવ્યો જેહ
ભીમ નકુળ બેસી રહ્યા રે, અને મોકલ્યો એ બાળ
કૌરવ તે કપટે ભર્યા રે, મારાનો આણ્યો કાળ
નહીંતર સુત રણ વિષેરે, આજ પડવાનો ન હોય એહ
કપટ કરી માર્યો હશે રે, મૂજને દુઃખ સાલે તેહ
ક્ષત્રિ ઝૂઝીને મરે રે, ત્યાં આશ્ચર્ય વાત ન હોય
બ્રાહ્મણ વેદ ભણે ગજુરે, ત્યાં બાધ ન આંણે કોય
અઘાતન આપ આપણુંરે, એ વાતે શી ચિંતાય
(પણ) કપટ કરી સુત મારીયો રે, તે સાલે છે મુજ ઘાય
મુજ ઉદરથી જે ઉપન્યોરે, તેને આવાં મર્ણ ન હોય
પાંડવ કુળ અવતરીરે, સર્વેને જશ આપ્યો સોય
જાલંધર જીતી કરીરે, એવે વળીયા સારંગપાણ.
માનશુકન થાય વાટમાંરે, ત્યારે બોલ્યા પાર્થ વાણ
સ્વામી હું દેખતો નથીરે, જે કુશળે જાશું ઘેર
હાંકયો રથ ઉતાવળોરે, શું જાણીએ શી છે પેર

હયવરને હાંકયા પછે રે, આવ્યા નગર સમીપ તતકાળ
વાત સુણી અભિમન્યુ પડયોરે. અર્જુનને ઉઠી જવાળ
ઉતાવળા આવ્યા પછેરે, જ્યાં પડયો પોતાનો તન
પાર્થ દુઃખ પાંમ્યા ઘણું રે, જોઇ જોઇ કરે છે રૂદન
મૂર્છાએ અવની પડયારે, નહી સુધ શરીરે લગાર
આશપાસ વીજંન કરે રે, પછે સમજાવે ગોપાલ.
અર્જુન એવડું કાં કરોરે, જુઓ જ્ઞાન વિવેક વિચાર
પુત્ર માત તાત સ્વાર્થેરે, સર્વે મીથ્યા મળ્યો સંસાર
અજાણ્યા થઇને હરિરે, વળી પૂછવા લાગ્યા ત્યાંહ્ય
કહો કુંતા એ શું થયું રે, જઇ આવ્યો ત્યાં લગી આંહ્ય
ધર્મ કહે સ્વામી જયદ્રથેરે, માર્યો કપટ કરી નિર્વાણ.
અધર્મ યુદ્ધ પાપી કરેરે, ત્યાં બાળકનું શું પોંણ
સુભદ્રા કહે કૃષ્ણજી રે, મારો કેમે નથી પડતો તન.
દુષ્ટ સર્વે ટોળે મળીરે, માર્યો ઘેરી એ અભિમન્ય.
તે માટે તે જયદ્રથનેરે, માર્યા વિના ન કરૂં સ્નાંન
વચન કહ્યું તે નવ ફરેરે, જો પશ્ચિમ દિશા ઉગે ભાંણ
કાળ ચડયો અર્જુનનેરે, કરે પણ રહ્યા સર્વ માંહ્ય
આજ હણું તે દુષ્ટનેરે, સંધ્યા પહેલો જ્યાં ત્યાંહય
નહીં તો મારો દેહ તજું રે, આજ અગ્નિ વિષે નિર્ધાર
જયદ્રથને માર્યા વિના રે, ફરી બાંધું નહીં હથિયાર
સ્નાંન સંધ્યા ખટ કર્મનેરે, બ્રાહ્મણ થઇ ચુકે જેહ
આજ જયદ્રથને મારૂં નહીં રે, તો પાપ હજો મુજ તેહ

ક્ષત્રિ કો રણ તજે રે, ગૌ બ્રાહ્મણને ઉથાપે
આજ જયદ્રથને મારૂં નહીં રે, તો લોપાઉં તે પાપે
પર પુરૂષ પર સ્ત્રી ભોગવે રે, ભર્તાર દ્રોહી જેહ
જયદ્રથને મારૂં નહીં રે, તો પાપ હજો મૂજ તેહ
પરનારીશું પરવરી રે, ગર્ભપાત કરાવે જેહ
જયદ્રથને મારૂં નહીં રે, તો પાપ હજો મૂજ તેહ
કૃષ્ણ કહે અર્જુનનેરે, અભિમાન ન કીજે અત[1]
સર્જનહારને હાથ સર્વ છે રે, તેની જાણે નહીં કો ગત
અર્જુન વળતું બોલીયો રે, તમો સાંભળો જગદીશ
સુર નગર[2] ગાંધર્વ જીતીયારે, જો તમો હતા અમ શીષ
તો પાપી જયદ્રથ રે, આપણ આગળ જાશે કાંહ્ય
શિર ઉપર છો નાથજી રે, તો એ અમથી થાશે સર્વ
તે માટે એ દુષ્ટના રે, હવડાં જઈ લેઉં પ્રાણ
આજ સંધ્યા પેહેલાં હણું નહીં રે, તો દેહ પાડું નિર્વાણ
જન તાપી કહે અર્જુને રે, એવું પણ કીધું ત્યાંહ્ય
વાત કહી તે પરવરી રે, દુર્યોધન બેઠો જ્યાંહ્ય

કડવું ૨૧ મું. રાગ ધન્યાશ્રી.

દુર્યોધન એહેવું સાંભળી રે, અર્જુને પણ કર્યું જેહ
જયદ્રથને મારે નહીં રે, તો આજ મેહેલે દેહ
તે માટે એ ભલું થયું રે, આપણ જોતાં એ જાંણ
જયદ્રથને દેખે નહીં રે, તો શું લેશે તેના પ્રાણ

૧ અગ્નિનું દુંકરૂપ, ઘણું. ૨ ઈન્દ્રનું નગર, ઈન્દ્રપુરી.

ઢાળ.

પ્રાણ લેશે નહીં તેહના, પછે તજશે દેહ
ભલું થયું જે પણ કીધું, વર્ષ[1] ટળશે એહ
પછે પાંડવ વિના આપણે, સુખે કરશું રાજ
ભગવંત હોશે પાધરા તો, થાશે રૂડાં કાજ
એવે એક ત્યાં વજ્ર પીંજર, રચ્યું એક મહા ત્યાંહ્ય
ના જાણે કો જયદ્રથને, તેમ ગુપ્ત રાખ્યો માંહ્ય
હુવીદયા જાણજો જવ અગ્નિ નાખે જાળ[2]
એહેવું કહીને મોકલ્યો, જ્યાં વરૂણ છે પાતાળ
પછે અર્જુન રથે બેઠા, સંગ શ્યામ શરીર
પુત્રનું દુઃખ સબળ સાલે, ભરે નેત્રે નીર
યુધિષ્ઠિરની આજ્ઞા લેઇ, આવ્યા રણ છે જ્યાંહ્ય
કૌરવ જે જે હુતા સ્થાનક, વળી થોભ્યા ત્યાંહ્ય
અર્જુન આવ્યો દ્રોણ ભણી, નમસ્કાર કીધો પાણ
પ્રથમ ગુરૂશું શું વઢું, કહી વાધ્યા[3] આગળ જાણ
કૃપાચાર્ય ત્યાંહ્ય જીત્યા, જીત્યા કર્ણ બળ સાથ
રૂધિરની એક નદી ચાલી, કર્યું દળ બહુ પાત
ક્રોધશું શર સબળ મૂકી, વદે પાર્થ ત્યાંહ્ય
અરે મૂઢ મુજ પુત્રને, મારનારો છે કયાંહ્ય
ન જાણ્યું જે પ્રાણ લેવા, આવશે અર્જુન
પુત્રઘાતી એ કયાં ગયો, જે ઠરે મારૂં મન
એવું કહીને અસંખ્ય મેહેલ્યાં, બાંણ વર્ષાધાર

૧ મુહૂર્ત. લગ્નની બે ઘડી બાકી છે. ૨ આખી કડીનો અર્થ બેઠો નથી. ૩ ગયા.

દિવસ તો સર્વ અસ્ત પાંમ્યો, રહ્યો ઘટિકા ચાર
હસી કેશવ વદે અર્જુન, હવે ગત શી હોય
મના કરતાં આકળા થઇ, પણ પરઠે કોય
પછે કૃષ્ણજી ભક્તવત્સલ, પાળવા પ્રતિપાળ
ચક્ર મૂકી સૂરજ ઢાંકયો, કરાવ્યો અંધકાર
પાતાળ માંહે અગ્નિ બાણ મેલ્યું, હતો જયદ્રથ જયાંહે
જવાળ ખમી ન શકયો પાપી, પ્રકટ પાંમ્યો ત્યાંહે
જાણ્યૂં સંધ્યા વહી ગઈ, અને વિઘ્ન વંચ્યો[1] દેહ
હવે અર્જુન પ્રાણ તજશે, ભલું થાશે તેહ
અકળ ગત શ્રી નાથજીની, કોણે ન જાંણી ઘાત
યુદ્ધ કરતા રહ્યા અર્જુન, પડી દીઠી ત્યાં રાત
દુઃખ મન પાંમ્યા ઘણું, જુઓ દૈવની શી ગત
પુત્ર એક ત્યાં મર્ણ પાંમ્યો, જશે બીજી વ્રત[2]
યુદ્ધ કીધા વિના એળે, નિર્ગમશે પ્રાણ
એવું કહીને આજ્ઞા આપી, ભીમસેનને ત્યાં જાણ
કાષ્ટ લાવી ચિતા સીંચી ધીકાવ્યો અંગાર[3]
પુત્ર સાથે પડયું અંતર, ગયો સંધ્યા કાળ
ભીમ એહેવું સાંભળીને, કાષ્ટ લાવ્યો ત્યાંહે
ચિતા ત્યાં સીંચી કરીને, અગ્નિ મૂકયો ત્યાંહે
કૌરવ ઘેર આનંદ વર્તે, ઓચ્છવ મંગળ થાય
દુર્યોધન સંગ દુષ્ટ બીજા, મળી જોવા જાય
જયદ્રથ તેમાં હતો પાપી, પડયો પાર્થની દ્રષ્ટ

૧ બચ્યો. ૨ રાજ્ય. ૩ અગ્નિ, અંગારા.

હવે શું દિ[1] વહી ગયો, મન ઘણું પામ્યો કષ્ટ
કૃષ્ણ કહે અર્જુન તારો, અરી આવ્યો આંહે
બાંણ લેઇને માર વેહેલો, જુએ છે તું કાંયે
અર્જુન કહે સ્વામી દુખી છું, વળી હસો તે જાણ
વચન માહારૂં વૃથા જાયે, ધરૂં જો હું બાણ
લજ્જા તમને કેમ પમાડું, સત્ય શ્રી ગોપાળ
તેમાં જેહ હશે સર્વથા, ફરી ન બાંધું હથિયાર

ઊથલો.

ફરી ન બાંધું હથિયાર, રે એવું કહી અર્જુન રહ્યો
સ્નાન સંધ્યા કરીને, દેહ મહેલવા તત્પર થયો.

## કડવું ૨૨ મું. રાગ પ્રભાતી.

એવું કહી ત્યાં પાર્થ રાય, યુધિષ્ઠિરને લાગ્યા પાય
ભેટયા સર્વ કુટુંબ પરિવાર, કુંતાજીને કર્યો નમસ્કાર
શ્રીકૃષ્ણજીના પૂજ્યા ચર્ણ, સ્વામી છો તમે અશર્ણશર્ણ
દુઃખ વેળા સેવકનાં કામ, કીધાં છે આગે ઠામોઠામ
તે માટે શું કહીએ તમને, તમો ઉભાં અમો બળશું નામ
તમો ઉભાં અમો બળશું નાથ, ત્રિલોકમાં તે થાશે વાત
કેશે શ્રીકૃષ્ણજી પાસે હતા, કેમ દેહ મુકી ભગવંત છતાં
અપકીર્તિ થશે મહારાજ, તે ચિંતા છે અમને આજ
કુરૂક્ષેત્ર વિષે શ્રી નાથ, રથે બેઠાં મુજને કહી (એક) વાત
કરો યુદ્ધ પામશો કરો રાજ, તે ત્યાં વચન મીથ્યા થયું આજ
અધ[2] રહ્યા ત્યાં કીધું હરિ, વાણી પાર્થશું ઉચ્ચરી

૧ દિવસ. ૨ અધવચ, વચમાં.

અરે વીર સાંભળો કહું એહ, અત અભિમાન ન છાજે તેહ
અતિ ઘણું તે દેહને હાણુ, તું ત્યાં થઇ રહ્યો આપ સમાન
પાર્થે મનમાં ગ્રહ્યાં વચન, દંડ પ્રણામ કર્યો ભગવાન
લેઇ આજ્ઞા હરિ રાખ્યાં મન, અગ્નિ સમીપ થયા અર્જુન
જેવો પગ મૂકે અગ્નિમાંહે, તેવું ચક્ર હરિએ સમર્યું ત્યાંહે
દીઠો દિવસ રહ્યો ઘટિકા ચાર, અર્જુને ફરી બાંધ્યાં હથિયાર
હુંકાર્યો જયદ્રથ રણ માંહે, અનેક યુદ્ધ ફરી લાગ્યું ત્યાંહે
શોણિતની સરીતા[1] વહી, ગજ રથ સર્વે ન થોભે તહીં
અર્જુને બાણ લીધું એક જાણ, વળતા બોલ્યા સારંગપાણુ[2]
અરે વીર રેહેજો ક્ષણ વાર, આવી પડયો છે એક વિચાર
એનો પિતા તાપસ છે જ્યાંહ, લઇ મસ્તક મોકલવું છેત્યાંહ
નહીંતર શાપ હશે તુજ તણે, અગ્નિ રહ્યો, પણ મરશો એણે
એહેવું કહીને શ્યામ શરીર, મેહેલ્યું પુણ્ય અંજલી ભરીનીર
જો હું બ્રહ્મચારી હોઉં જાણ, તો શિર છેદાજો આંણે બાંણ
એવું કહી મન આણી રીસ, મેલ્યું બાણને છેદ્યું શીષ
કૃષ્ણે રમત રચી એક તાંહે, ચાલ્યું બાણ ગંગાત્રટ જાંહે
જયદ્રથનો પિતા ત્યાં જાણ, કરતો હતો સુરજ ઉપસ્થાન
આવી મસ્તક રહ્યું ઉચ્છંગ, પડયું ભોમ તેનું લેઇ સંગ
પિતા પુત્ર બેહુ મૂઆ ત્યાંહે, જયજયકાર હવો રણ માંહે
દુંદુભી નાદ હવા ત્યાં બહુ, પામ્યા હર્ખે યુધિષ્ઠિર સહુ
સુભદ્રાએ ત્યાં કીધું સ્નાન, પ્રતિજ્ઞા પાળી શ્રી ભગવાન
શ્રીકૃષ્ણજીને લાગ્યા પાય, સ્વામી તમ વિના નવ જીતાય

---

૧ નદી ૨ જેના હાથમાં સારંગ નામનું ધનુષ્ય છે તે, શ્રીકૃષ્ણ ( સારંગ+પાણ=હાથ ).

આંહી અમારો આરો નહીં, તમો સંહારો થાપો સહી
પછે હર્ખ પામ્યા સર્વ વીર, કૃષ્ણે તેહને દીધી ધીર
એ કથા સંપૂરણ કીધ, બુદ્ધ સારૂ સંક્ષેપે લીધ
બાવીશ કડવાં છે વિસ્તાર, તેનાં પદ સાતસો ને પચાશ
સંવત્ સત્તર આઠોતરો વર્ષ, અશ્વિન માસ ઉત્તમ શુકલપક્ષ
તિથિ દ્વીતિયા ને (હુતો) ભ્રગુવાર, સ્વાતિ નક્ષત્ર ને દિનસાર
શાકે પંદર ચુંમોતર લીધ, અશ્વિન માસમાં પૂરણ કીધ
કરતા હરતા શ્રીજદુરાય, નહીંતર મુજ મંદધીથી શું થાય
મુજ મૂર્ખથી કેમ લાસે પાર, કીધું પંડિતને આધાર
નહીંતર એ બુદ્ધ મુજમાં કયાંથી, એ મંત્ર જ પામ્યો ત્યાંથી
તે માટે કીધો પ્રતિબંધ, અભિમન્યુ ચરિત્ર કથા સંબંધ
કવિતા કુળ બંધારા માંહે, હરિ આધારે બોલ્યો ત્યાંહે
ગુર્જર ખંડ માંહે છે વાસ, ભૃગુક્ષેત્ર નર્મદાની પાસ
એ આખ્યાન સુણે જે ગાય, પાતિક તેહનાં દૂર પળાય
ગાતાં સુખ પામે અવિનાશ, જન્મ જન્મના છૂટે પાસ
જન તાપી કહે બોલ્યો જેહ, કૃષ્ણાર્પણ કીધૂં તેહ

## નાગર.[1]

### ગરબી.

(મા મુજને કેમ દીધી રે કેરી કંથને–એ રાહે ગવાશે)

મનુષ્યા દેહ પામીને સાધન શું કર્યું.
નથી કર્યો કાંઇ સંતો સાથે સ્નેહ જો,

---

[1] આ કવિનું રચેલું હરિશ્ચંદ્ર આખ્યાન હજુ પ્રસિદ્ધ થયું નથી.

એળે ને વેળે રે આયુષ્ય વહી ગયું,
અવસર ચુકી શું કરશે વરસી મેહ જો. મનુષ્યા.
લખ ચોરાશી ફરતાં ફેરો ફાવીયો,
ગર્ભવાસમાં લીધી તારી સુધ જો;
જનની જઠરે રે તુજને જાળવ્યો,
જન્મ્યા પેહેલું જોને આપ્યું દૂધ જો. મનુષ્યા.
બાળપણું ખોયું રે બધું રમતમાં,
તરૂણપણે ત્રીયાશું લાગ્યું તાન જો;
ખાન પાન લાગ્યાં રે વ્હાલાં અતિ ઘણાં,
કો કાળે નવ ધરીયું હરિનું ધ્યાન જો. મનુષ્યા.
મહેલ મેડી ને બેઠક મંદિર માળીયાં,
ગોખ અટારી કેરૂં માણ્યું સુખ જો;
પુત્ર પશુ પરિવારે વીંટાઇને વળ્યો,
જોઈ જોઇ રીઝયો કામિની કેરૂં મુખ જો. મનુષ્યા.
હું મારૂં કરતાં રે તૃપ્ત નવ થયો,
ધન મળે એમ અટકી મનમાં આશ જો;
ઘણું ઘણું કરતાં ઘડપણ આવ્યું ઢુકડું
તો એ તેં નવ સ્મર્યો શ્રી અવિનાશ જો. મનુષ્યા.
દાંત પડયા રે કરે લલુતા અતિ ઘણી;
નાક ચુએ ને ગળવા લાગ્યાં નેણ જો;
બોલ્યું ચાલ્યું કોનું કાને નવ સાંભળે,
મુખથી કહે કાંઈ જથર પથરનાં વેણ જો. મનુષ્યા.
અંગ સીથીલ ને ઈંદ્રિયો હાલે નહીં,
મન તો જાણે પાંચ વરસનું બાળ જો.

આશા ને તૃષ્ણા રે તોએ ટળે નહીં
એમ કરતાં શિરે આવી પોહોત્યો કાળ જો. મનુષ્યા.
અંત સમે શરીરની સુદ્ધી નવ રહી,
કંઠ વિરૂંધ્યા ને મુખથી નવ બોલાય જો;
ધર્મરાયના દૂતે પાસે બાંધીયો,
ભજન વિના નર હાથ ઘસંતો જાય જો. મનુષ્યા.
થોડામાં શીખામણ દેઉં ચેત્યા તણી,
જે કોઇ માને તેને આવે કામ જો.
નાગરના સ્વામીને ભજતાં ભાવસું,
માટે રહે કર રસનાએ શ્રી રામ જો. મનુષ્યા.

## ઝુમખરામ (અપ્રસિદ્ધ).

### પદ.

સાચા સ્નેહી હરિકૃષ્ણ ભજી લે પ્રાણી,
માયા મુકી દેની ખરરરર. સાચા.
સંસાર સાગર મહા જળ ભરીયો,
કેમ તરાશે હવે અરરરર. સાચા.
જન્મ મર્ણનું દુઃખ તપાસી,
મન કંપે છે મારૂં થરરરર. સાચા.
અંત સમેની પીડા અતીસે,
કંઠે બોલશે ઘરરરર. સાચા.
હરિ ભજનમાં ભંગ પડાવે,
ચિત્ત બળે છે મારૂં ચરરરર. સાચા.
ઝુમખરામ કહે માયા મૂકીને
કૃષ્ણ ભજી લેને ઝરરરર. ચાસા.

## કબીર.

### પદ.

ભજન કરી લે રે, ભજન કરી લે,
ચામડાની પુતળી ભજન કરી લે.
ચામડાનાં માનવી ને, ચામડાનું જાજ,
ચામડાનાં પંખીડાં ને, ચામડાનું વાદ્ય[1]. ચામડાની.
ચામડાનાં વાછરડાં ને, ચામડાની ગાય,
ચામડામાંથી દૂધ કાઢે, ચામડામાં જાય. ચામડાની.
ચામડાનાં કુંડાં ને, ચામડાનું ઘી,
ચામડામાંથી કાઢી લીધું, ચામડું ગયું પી. ચામડાની.
ચામડાના હાથી ઘોડા, ચામડાનાં ઉંટ,
ચામડાનાં વાજાં વાગે, વાગે ચારે ખુંટ. ચામડાની.
ચામડું દેખી સંખા થાયે, ચામડાનું સહુ,
દાસ કબીરો એમ કહે, ચામડે મોહ્યું સહુ. ચામડાની.

## કવિ કલ્યાણ.

### પદ.

હાંરે જેનો ટળ્યોરે ટેક અહંકાર, જીત્યો તેને જાણીએ
રે, ટેક.
ભક્ત થઇ ભક્તિ કરે રે, તિલક છાપાં સાર,
આઠ પહોર લગી ધ્યાન ધરે, તોએ ન પામે પાર. જીત્યો.
હાંરે ભણ્યોરે ભણતર, ગણ્યોરે ગણતર, સર્વ પમા-
ડ્યું દ્વાર,

---

[1] વાજું.

વ્યાકરણ ભણી વાણી બોલે, તો એ ન પામે પાર. જીત્યો.
હાંરે આ શીખામણ કાંઇ મનુષ્ય જનને, કાં નર કે કાં
નાર,
કલ્યાણ કહે પ્રભુ ભજન કરજો. રસ પ્રેમનો ભંડાર. જીત્યો.

## કવિ ગિરધર.

### આંબા [1]આખ્યાન.

ખાંડ પાંમી ખંડના, ત્યાં કેળાં કોણ માત્ર,
આંબાએ જગ જીતીયું, ત્યારે ગોળનું કાંપ્યું ગાત્ર.
સાકરને ત્યાં શલ્ય લાગ્યું, મધ થયું છે શ્યામ,
દ્રાખ ત્યાં સંકોચ પામી, લેતાં આંબાનું નામ.
મીઠાઇનાં વદન સુકાયાં, ઘૃતશું છે સ્નેહ,
લેહે ચુઇશું લટપટ કરીને! પુષ્ટ કરે છે દેહ.
પ્રાતઃ ઉઠીને ચાટવાં, ને ઉપર પીવું દૂધ,
સાત સાતાં સેવતાં! ત્યારે દેહ થાય શુદ્ધ.
આંબાં કામણ ગારડાં છે, દીઠે ગળાવે દાઢ,
કાલેરાં વધારતાં, (ત્યારે) ઘરની છૂટે રાઢ.
કાલેરાં કોડામણાં છે, આંબાશું છે પ્રીત,
ભોગીજન જેણે ભોગવ્યાં, ભોજનમાં પાડી રીત.
જલેબીની જળે ફૂટી, ઘેબરને લાગ્યો ઘાવ,
આંબાની એક ગર્જના, ત્યાં નહીં બીજાનો દાવ.

---

૧ આ કાવ્યની અસલ પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી મળેલી તે ઉપરથી આ કાવ્ય અહિં ઉતારી લેવામાં આવ્યું છે. ગુજરાતના દક્ષિણ ભાગમાં કેરીઓને આંબા કહે છે.

માંડા[1] પોળી લાપસી, ને પુરીશું છે સ્નેહ,
લેહેચુઇશું લટપટ કરીને પુષ્ટ કરે છે દેહ.
સુગંધે ત્યાં સહુને જીત્યાં, રૂપે જીત્યાં રૂપ,
ફૂળમાંહે અનુપમ સર્જ્યાં, ફૂળને દીધું રાજ્ય.
આંબા કારણ શ્રી નારાયણ, મથુરામાં અવતરીયા,
વૃંદાવન ગોવાળા સંગે, આંબે આંબે ભમીયા.
ચંદ્ર સૂર્ય બે ભમતા હીંડે, એક દિવસ બીજો રાત,
આંબાં મીઠાં ને મધુરાં, તેની ન જાણે ભાત.
પહોળા થઇ પલાંઠી વાળી, બેઠા પારસનાથ,
નગ્ન થઇને તપ કરે છે, આંબું નાખ્યું હાથ.
મહાદેવજી મસાણમાં બેસી, અંગ લગાડી રાખ,
પાર્વતીશું તપ કરે છે, ત્યારે પામ્યા સાખ.
ઇંદ્ર ઉપરથી ડચકાં મારે, દીઠાં આંબાં ઘોળ્યાં,
કાલેરાં વધારીયાં ત્યારે, સહસ્ત્ર નેત્ર ત્યાં ખોલ્યાં.
આંબા વેચાવે ઠાંમણાં, ને આંબા કરાવે કરજ,
આંબા વેચાવે લુગડાં, જે કરે ખાધાની ગરજ.
દિશાવાલ ગિરધર ભટ કેહે છે, સાંભળો મુનિજન વાત,
જમે જમાડે સ્વર્ગ હોય ને, સંતોષાય ભગવંત.

ઇતિ આંબા મહિમા સંપૂર્ણ.

---

૧ બેપડી મ્હોટી જાડી રોટલી. કાન્હડદે પ્રબંધના પૃષ્ટ ૧૬૦ માં માંડાનો અર્થ જે મોટા લાડુ કર્યો છે તે બરોબર નથી.

# કવિ ગોવિંદરામ[1].

## અસંત લક્ષણ.

### ચંદ્રાવળા છંદના રાગે ગવાશે.

ભગવાં કરિને શ્વાન ભસાવે, કાઢે ગુરુનો વેશ,
દમડી કારણ ઘેર ઘેર ડોલે, રહેણિ ન મળે લેશ;
એવા ગુરુથી અળગા રહિયે, ધુતારા જમ કિંકર કહીએ,
ગોવિંદરામ હરિ સ્વપ્ન ન આવે, ભગવાં કરિને શ્વાન
ભસાવે. ( કાઢે ગુરૂનો વેશ ).

ભેખમાં ભડવાપણું પેઠું, ખોઇ ધર્મની લાજ,
આગળ તો કાંઈ આવું નો'તુ, આવું મંડાણું આજ;
આજ મંડાણું તે શા માટે, (તો) કામ ક્રોધ ને લોભને માટે
(કહે ગોવિંદરામ) બાનાને બદલામણ બેઠું, (તે) ભેખ-
માં ભડવાપણું પેઠું. (ખોઇ ધર્મની લાજ).

સંતના વેશે બહુ ધુતારા, જગમાં ફરે અનંત,
ટોપી માળા તિલક બનાવી, નામ ધરાવ્યું સંત;
નામ ધરાવીને સંતજ થયા, કામી ક્રોધીને લોભીજ રહ્યા,
(કહે) ગોવિંદરામ દીસતા દુત્તા, સંત તણે વેશે બહુ
ધૂત્તા. (જગમાં ફરે અનંત).

સત્યયુગ દ્વાપર અને ત્રેતા, ત્રણે યુગના દૈત્ય,
કલિયુગમાં સંત થયા છે, કુટુંબ કબીલા સહિત;
કુટુંબ કબીલા સહિત થયા છે, ધર્મ છેડી અધર્મે રહ્યાછે,

---

[1] આ કવિનું રચેલું હરિશ્ચંદ્ર આખ્યાન હજુ પ્રસિદ્ધ થયેલું નથી.

(કહે) ગોવિંદરામ ગયા તે કેતા, સત્યયુગ દ્વાપર અને
ત્રેતા. (ત્રણે યુગના દૈત્ય).

પાખંડી પીજારાં ખાશે, ધરી સંતનો વેશ,
સંત તણાં તો લક્ષણ એમાં, જોતાં ન મળે લેશ;
જોતાં ન મળે લેશ તે કેવા, ભોળાંને ભરમાવે એવા,
(કહે) ગોવિંદરામ જમપુરી જાશે, પાખંડી પેજારાં ખાશે.
(ધરી સંતનો વેશ).

પ્રથમ કે'શે પૈસા મેહેલો, પછી બતાવું જ્ઞાન,
એવા ગુરૂના શિષ્ય થઇએ, તેમાં મોટું જાન;
તેમાં મોટું જાનજ થાયે, ગુરૂ શિષ્ય બે નર્કે જાયે,
(કહે) ગોવિંદરામ પછે કરે ચેલો, પ્રથમ કે'શે પૈસા
મેહેલો (પછી બતાવું જ્ઞાન).

બગડયાં બે બાવોને બાવી, નવરાં લે છે નામ,
કાન કુંકીને કનક ભરાવ્યાં, કઇકે બગાડયાં ગામ;
કઇકે બગાડયાં ગામ તે કેવાં, અંધ ગુરૂનાં ચેલાં એવાં,
(કહે) ગોવિંદ ગુરૂ ગમ તો નાવી, બગડયાં બે બાવો
ને બાવી. (નવરાં લે છે નામ).

ગુરૂ મરીને શ્વાનજ સરજે, (ને) શિષ્ય જીંગોડા થાય,
ધૂતી શિષ્યનું ધન હર્યું છે, તે ખમેં કેમ શકાય;
ખમી કેમ શકાય તે એવું, જે ધુર્તોને ધન લીધું કેવું,
આગળ ગુરૂને વાંસે ચેલો, બંને નર્કે જાય
(ને) શિષ્ય જીંગોડા થાય.

અસંતને આદર ન કરીએ, પૂરણ લાગે પાપ,
તુલસીદાસે રામ કથામાં, કહ્યું છે આપો આપ;

કહ્યું છે આપો આપ તે કથી, (એને) પગે લાગ્યાનું
પુણ્યજ નથી,
[કહે] ગોવિંદ વિખ ખાઇને મરીએ, (પણ) અસંતને
આદર ન કરીએ. (પૂરણ લાગે પાપ).

પદ.

પ્રાણી તને કોણે ભમાવ્યો રે, હરિનું નામ મેલ્યું ટાળી,
કાચી કાયા કાલે પડશે, દેખીતી રૂપાળી. પ્રાણી.
માયા જોઇને મનમાં રીઝયો, માયાનું રૂપ છે ખોટું,
ભાવ કરીને ભજન કરી લે, હરિનું નામ છે મોટું. પ્રાણી.
માત પિતા સુત બંધવ ભગિની, કહેશે મ્હારું મ્હારું,
ચપળ ચતુરા જોઇને રીઝયો, એમાં નથી કોઈ ત્હારું. પ્રા.
હાથી ઘોડા પાલખીઓને, જેને મેઘાડંબર ધરતા,
નવે ખંડમાં આણ ફેરવતા, તે નર દીઠા બળતા. પ્રાણી.
નિશાને જેને નોબત ગડગડે, કુંતલ[1] દોરે સાથે,
છપ્પન ઉપર ભુંગળ વાગે, તે ગયા ઠાલે હાથે. પ્રા.
છડીદાર ઉભા નેકી પોકારે, ચોપદાર જશ બોલે,
રથ હીંદોલે બેસી ફરતા, તે ગયા વાગતે ઢોલે. પ્રાણી.
છજાં અટારી મેડી ઝરૂખા, ગોખ જાળીયાં જાળી,
રંગ મહેલમાં ભોગવનારા, તેને નાખ્યા બાળી. પ્રાણી.
હુંડી ચલાવે મનમાં મ્હાલે, ભંડાર ભર્યા ભરપૂરે,
તે સરખા ખોળ્યા નવ જડીયા, ગયા આકને તૂરે. પ્રા.
છોગાળા ને છેલ છબીલા, વર્ણાગીમાં રૂડા,
ગોવિંદરામ કહે નિશ્ચે માનો, રહ્યા ન સારા ભુંડા. પ્રા.

[1] ભાલો.

# કવિ પ્રીતમદાસ.

## ચોપાઈના રાગે.

હરિભક્તની હાંસી કરે, લોક વહેવારમાં કુલ્યો ફરે,
ગુરૂ સંત સાથે નહીં પ્રીત, કુળ કુટુંબની રાખે રીત;
કહે પ્રીતમ તે કબુદ્ધિ જીવ, ભવસાગરમાં ભમે સદૈવ.
સ્વાર્થમાંહે શૂરો ઘણો, બહુ કાયર પરમારથ તણો,
મુખે સર્વ હરિનું કહે, હરિ અર્થે કોડી ના દેય.
ડહાપણ ડોળે દિન ને રાત, કહે પ્રીતમ તે પશુની જાત.
પશુતણી તો એકજ પેર, કોની નિંદા ન કરે ઘેર,
તેને જ્યાં રાખે ત્યાં રહે, સુખ દુઃખ સર્વે તે સહે;
કહે પ્રીતમ ખળ ખોટો સહી (જેને) જ્ઞાન વિવેક
વિચારજ નહીં.
મૂરખના મનમાં બહુ અહંકાર, કહ્યું ન માને એહ લગાર,
સાંમા ઉત્તર લાવે સહી, બ્રહ્મા સરખા કોટીક કહે;
પોતાના મતમાંહી ફરે, કહે પ્રીતમ કોની પ્રભા ન કરે.
દિલમાં જાણે સમજ્યો સહી, સમજણ રેખ હૃદેમાં નહીં,
મનનો મેલો ચોકખો નથી, જ્ઞાન કથે મોટા મુનથી;
કહે પ્રીતમ શું છાલાં છડે, વંઝાને કેમ પાનો ચડે.
જીત્યું જગ્ત તે શબ્દે કરી, અવિદ્યા પોતામાં ભરી,
તે કોની કાઢી નવ જાય, (જેમ) મસાલચી અંધારે
અથડાય.
કહે પ્રીતમ એ કાચું કામ, કાંઇ ન જાણે આત્મારામ.
લક્ષ વિના શું વાચિક જ્ઞાન, જેવું બગ બગલીનું ધ્યાન,

સ્વાર્થ સુધી તાકી રહે, લાગે મચ્છ ભુસાને ગ્રહે;
કહે પ્રીતમ એવા જન જેહ, કામ પડે ઓળખાયે તેહ.
પર નિંદામાં જે નર પચે, કુટુંબ સહિત નર્કે ઘચે,
ઘણા કાળ તે પામે દુઃખ, સ્વપ્નાંતરમાં ન મળે સુખ;
કહે પ્રીતમ તે અધોગતિ જાય, વળતી પશુ પીસાચજ
થાય.

પદ.

ભજન કરી લે ભાવે રે, ભવ ભટકણ ભાગે,
સંસાર સાગર તરતાં રે, ક્ષણું વાર ન લાગે.
માયા મોહ નિદ્રામાં રે, ગાફલ શું ઘોરે,
પાંચ ચોર વસે પાસે રે, આત્મ ધન ચોરે.
અચેત શું ઉંઘે છે રે, જો આંખ ઉઘાડી,
વેગે વણસી જાશે રે, કાયાની વાડી.
ચેત ચિદાનંદ મળશે રે, ટળશે અંધારૂં,
આ અવસર છે રૂડો રે, હોય કારજ તારૂં.
મહા પુરૂષનો મારગ[1] રે, તે પગલું સાંજે,
પ્રીતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે.

પદ.

એવો અપરાધી કોણ છે રે, જેને ભજન ન ભાવે,
ભક્તિ મૂકી ભૂતળ ભાર વહે છે, જેમ ગદ્ધાપર ગુણ
છે રે. જેને
આવા હરિ જોઇ (જેણે) નયણે ના નિરખ્યો,
તેના લોચનમાં રાઇને લૂણ છે રે. જેને.

૧ માર્ગ.

આવા હરિ જોઇ જેનાં હૈડાં ન હર્ખ્યાં,
તેના ઉજડ આઠે પહોર છે રે. જોને.
મારૂં મારૂં કરતો ને મમતામાં ફરતો,
મરવું તો નીદાન[1] છે રે. જોને.
કહે પ્રીતમ પ્રભુને ભજી લો,
તો ઠરવાનો આ ઠામ છે રે. જોને.

૫૯.

રામ નામ તું રટ રે પ્રાણી, અણી પૂરણ પ્રીત જોને,
કાચી કાયા કાચનો કુપો, સ્વપ્ના સરખી રીત જોને.
નાના મોટા જન પરપોટા, ફૂલે ફુટી જાય જોને,
એવા આ માયાના ઘાટો, ઉપજે ને વણસાય જોને.
સિંધુ સરખાં દીસે ભાસે, ઝાંઝવાનાં નીર જોને,
પીપાસા[2] પીધે ના જાયે, કેશ ના હોય હીર જોને.
અંદી કાયા ગર્વ ન કીજે, વણસતાં નહીં વાર જોને,
કાગ કીટ[3] કે કુર્કટ ખાશે, અંતે થાશે છાર[4] જોને.
તેહ તણું અભિમાન તજીને, ભાવે ભજીએ હરિને જોને,
પ્રીતમ પ્રેમે પાવન થઇયે, ધ્યાન હરિનું ધરીયે જોને.

૫૬.

રસિયો ભોગી છે ભાવનો.
પ્રીત વિના પ્રપંચે ના આવે રે લાલ. રસિયો. ટેક.
કોટી એક સાધન કરે દીસે નહીં,
મુનિવર ધ્યાન ધરે ના આવે લાલ. રસિયો.

---

૧ નક્કી. ૨ તરસ. ૩ કીડા. ૪ રાખોડી.



આનંદ મંગળ કરૂં આરતી.

પૃષ્ઠ ૯૫

A 3453–Lakshmi Art, Bombay, 8

કર્મા સવરીની શી સંપત્તી,
વ્હાલો મારો પ્રેમે વનફળ પાવે લાલ. રસિયો.
સાથે સખા મંડળી આહીરની,
જમુના તીરે ધેન ચરાવે લાલ. રસિયો.
સંગીત ગાયન મોરલીમાં કર્યું,
શરદ નીશાએ મોહ ઉપજાવે લાલ. રસિયો.
મેવા લાવે વ્રજની નારીઓ,
માખણ માટે નાચ નચાવે લાલ. રસિયો.
પ્રભુ પ્રીતમના પરમ સ્નેહી છો,
વ્રજ વનીતાને લાડ લડાવે લાલ. રસિયો.

પદ (આરતી)

આનંદ મંગળ કરૂં આરતી, હરિ ગુરૂ સંતની સેવા,
પ્રેમ ધરીને મારે મંદિરીએ પધારો
સુંદર સુખડાં લેવા. આનંદ.
રત્ન જડિત બાજટ એ બિરાજે,
હરિ જન હરિના જેવા. આનંદ
સકળ તીર્થ સૌ સંતોને ચર્ણે,
ગંગા યમુના રેવા. આનંદ
અડસઠ તીર્થ સૌ સંતોને ચર્ણે,
આવ્યાં દર્શન દેવા. આનંદ
ત્રિભુવન તારણ જગ્ત ઉદ્ધારણ,
આનંદ રૂપી એહેવા. આનંદ.
કહે પ્રીતમ એવા શુદ્ધ સ્નેહી,
ભજવા નિત્યે દેવા. આનંદ.

## વસ્તો*

### પદ—રાગ સામેરી.

હરિ ભજવાને રે, મનુષ્યા દેહુ ધરી રે,
તેમાં તમે શું કરો માન બડાઇ;
જગ માને ઝીણા રે, સાધુ તમે થઇ રહો રે,
મૂકી છાંડો સર્વે લોભ લઢાઇ. હરિ ભજવાને રે.

આવાં આવાં કુટુંબ રે, અલ્યા તેં તો બહુ કર્યાંરે,
ફરી આવ્યો લાખ ચોરાસી ખાડ;
ચેતન થાને રે, ચેતાવી કહું રે,
નહીં તો તેનો તે વારો જાણ. હરિ ભજવાને રે.

વાંકો ને વાંકો રે, ભુંડા અલ્યા શું ફરે રે,
વણુાગીમાં રે ઉઠશે વાટ;
હરિ ભજ્યા વિના રે, હસારત થાય છે રે,
આગળ જાવું જમ કિંકરને હાથ. હરિ ભજવાને રે.

અંધની આગળ રે, મૂકી જેમ આરસી રે,
દીઠા વિના કાંઈ ન સૂઝે રંગ;
વસ્તા વિશ્વંભર રે સ્મરીને ઓળખો રે,
ભલો ભલો ભજવા સરખો યોગ. હરિ ભજવાને રે.

---

* આ કવિ બોરસદનો રહેવાસી, ને વિ. સત્તરમા સૈકામાં હયાત હતો, એનાં રચેલાં શુકદેવ આખ્યાન (બૃ. કા. ભા. ૪ માં છપાયું છે) ને સુભદ્રા હરણ પ્રસિદ્ધ છે તે વિના એવાં છૂટક પદો પણ ઘણી જગોએ દેખાઇ આવેછે.

## પદ—રાગ સામેરી.

લટકે લોભાણી રે, બાઇ હું તો લાલને રે,
સખી એને લટકે છે અતિ જોર;
લટકેને મોહ્યા રે, સુર નર દેવતા રે,
લટકો તો મારા ચિત્તડા કેરો ચોર. લટકે.

લટકેને બાંધે રે, મોહન મોળીયું રે,
લટકતાં કુંડળ લળકે કાન;
લટકેને વાહે રે વૃંદાવન વાંસળી રે,
લટકે ચુકાવે મુનિવરનાં ધ્યાન. લટકે.

લટકેને જમનારે જળ થોભી રહ્યાં રે,
લટકે રજની થઇ ખટ માસ;
લટકેને મોહી રે, વ્રજની નારીઓ રે,
લટકે તો મૂકાવ્યાં ઘર વાસ. લટકે.

લટકેને પીધાં રે, દાવાદળ દૈત્યનાં રે,
લટકે રચ્યો રે, વૃંદાવન રાસ,
વસ્તા વિશ્વંભર રે, લટકાળો લાગીયો રે,
વહાલો મારો પ્રેમી, જનની પાસ. લટકે.

## પદ—વસન્ત (ફાગ) નું.

લોક રસિયા રે લોક રસિયા,
ગોકુળ ગામના લોક રસીયા;
એક એકને આનંદ છે અંગમાં,
હોળી રમતા મન વસીયા. ગોકુળ.

અબીલ ગુલાલની ફેંટો ભરીને,
એક એકની ઉપર ધસીયા. ગોકુળ.

પકડ લીધો નંદાનંદ કુંવરકું,
તે સાન બતાવી પીછે ખસીયા. ગોકુળ.

વસ્તા વિશ્વંભર ધરતા સંભર,
અરસપરસ સર્વે હસીયા. ગોકુળ.

### પદ—વસન્તનાં.

જમનાં જળ ભરવા જાતાં મારગ મળીયા માવ,
ફાગણ ફુલ્યોજી.

અબળા દીઠી એકલી, ભલો પડ્યો છે દાવ. ફાગણ
ઓચિંતા હરિ આવીને, નાખ્યો લાલ ગુલાલ. ફાગણ.
તે મુખ રાતાં માતાં થયાં, લાલ કરી બેહાલ. ફાગણ.
તે ચોળી બંધ તૂટીયા તૂટ્યો નવસેર હાર. ફાગણ.
પ્રેમ પટોલી લેઇને, નગ્ન કરી છે નાર. ફાગણ.
તે વેદવંત સહુકો જાણે, અમશું કીધાં કાજ. ફાગણ.
તે પ્રેમ દારા ઉપર કરી, લાલે તજાવી લાજ. ફાગણ.
કાંને તો જે જે કર્યું તે, કોને નવ કેહેવાય. ફાગણ.
સહીયર કો સરખી મળે, તે આગળ તે થાય. ફાગણ.
તંબોલ ભરી પીચકારીઓ, નાખી અમારે અંગ. ફાગણ.
તે અબળાને સબળા કરી, એનો આપ્યો રંગ. ફાગણ.
તે જોગી મુનિ અગમ કહે, સોહંગ સ્વરૂપનો ભેદ. ફાગણ.
તે વસ્તા વિશ્વંભર પ્રેમની, વાત ન જાણે વેદ. ફાગણ.



સખી જોને રેંટીયો મારો રે

પૃષ્ઠ ૯૯

## હરિશ્ચન્દ્ર.

### રેંટીયાનું પદ રાગ કેલૈયાનો.

સખી જોને રેંટીયો મારોરે, ચતુર કારીગર ઘડનારોરે. ટેક
પંચ પ્રાણનાં પાટીયાં ફરતાંને, પિંડ કેરી માંહી પાટ,
મદ મમતાની માંકડી ફરતી, લલૂતા કેરી લાટ. સખી.

કાડીયો કામ ક્રોધનો કીધોને, અહં મમતા રૂપી ઉભા થંભ.
ચંચલ ચિત્તની ચકલી રે ફરે, અને દામણી બાંધી
દંભ. સખી૦

ચિંતા રૂપી માંહી ખોસ્યાં ચમરખાંને, ભ્રમણાની ભ-
મરી અથાગ,
મોહ માયા રૂપી માળ ફરે માંહી, તૃષ્ણા રૂપી ફરે
ત્રાક. સખી૦

આવરદા રૂપી રસિક રૂ માંહી, માયીક જીવની માળ,
ઘડી પળ રૂપી તાંત ફરે માંહી, પીંજે પીંજારો કાળ.
સખી૦

પ્રારબ્ધ કર્મ પુણી બની કોકડી, ક્રિયમાણ ભરાય,
સંચિત કર્મ કેશ પછી સેલમાં, ફારકાં ફટોફટ થાય.
સખી૦

રાત દિવસ રાંટો ફરે રેંટીયો, ફેરા ચોરાશી લક્ષ,
હરિચંદ્ર ગુરૂ સુતાર મળે તો, પાંસરો થાશે પ્રત્યક્ષ.
સખી૦

## પ્રાગદાસ.

### પદ.

નિર્વાણી નિર્વાણી નિરખ નામ નિર્વાણી રે,
નિરખ પરખ ગુરૂ સેજ બતાવે,
ઓળખી લેને એંધાણી. નિરખ૦
સાચા [સંત] ગુરૂને સેવ્યા વિના તો,
પીલાશો અવળી ઘાણી. નિરખ૦
પુરૂષોત્તમ તારી પાસે વસે છે,
ગુરૂ ગમથી લો જાણી. નિરખ૦
દાસ પ્રાગજી ગુરૂ પ્રતાપે,
મટી જાય જન્મની ખાણી. નિરખ૦

### પદ.

રંગ લાગ્યો, રંગ લાગ્યો, જેને રામજીનો રંગ લાગ્યો રે.
આઠ પહોર સદા મગનમાં,
ગુરૂ શબ્દ હૃદે વાગ્યો. જેને૦
જ્યાં જુએ ત્યાં રામજી દેખે,
એવો અનુભવ હૃદે જાગ્યો. જેને૦
કામ ક્રોધ જેના મનમાં ન આવે,
મદ મત્સરને તમે ત્યાગ્યો. જેને૦
દાસ પ્રાગજી કહે ધન્ય જીવ્યું તેનું,
જન્મ મરણનો ભો ભાગ્યો. જેને૦

## ડુંગરપુરી.

### પદ ( તંબુરામાં ગવાતું પદ )

દિલ દરિયામાં ડુબકી દીધી, મોતિ લીધાં ગોતી[1] રે
હો જી,
એ મોતિ કોઇ સંત પારખે, જેણે વસ્તુ લીધી શોધી
રે હો જી. દિલ.
નવ દરવાજા દશમી ખડકી, ખડકી દેખી ભડકી રે હો જી,
એ ખડકી તો સંત ઉઘાડે, કુંચી લઇ ગુરૂ ગમકી રે
હો જી. દિલ૦
ખારા સમુદ્રમાં શંખલાં નીપજે, મહાસાગરમાં મોતિ રે
હો જી,
એ મોતિ મરજીવા લેવે, નહીં પુસ્તક નહીં પોથી રે
હો જી. દિલ૦
અગન મંડળથી ગંગા ઉલટયાં, ચિત્ત ચુંદડીયાં ધોતી
રે હો જી,
ત્રિવેણી ઘાટ પર નિઘા ઘાટહે, ત્યાં નહાતી હું ધોતી
રે હો જી. દિલ૦
નહાઇ ધોઇને કરૂં રે સ્નાનો, કોઇ સંત મળ્યા ઉપદેશી
રે હો જી,
ડાબી ઇંગલા જમણી પીંગલા, સુક્ષમણા સેજમાં સુતી
રે હો જી. દિલ૦

---

૧ શોધી.

એજ શિખર પર મહા શુન્ય હે, મહા શુન્યપર સુતી
રે હો જી,
નૂરત સુરતકા તાર મીલાકર, મે મોતી પરોવતી રે હો
જી. દિલ૦
ભાવપુરી ચર્ણું ડુંગરપુરી બોલ્યા, પેહેરે બાઇ પનોતી
રે હો જી,

## કવિ મુકુંદ[1].

### પદ—રાગ કાફી.

કપોતીની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો,
સીંચાણો ભમે છે રે, પારધીએ બાણ ભર્યો. ટેક.
અહીંથી ઉડી જઇએ અળગાં, રહીએ આ દેશ તજી પરદેશ,
બ્રહ્મ વચન પીયુ મારૂં રે માનો, લાજ નથી લવલેશ,
પ્રમાદ મૂકો રે, રાંક વેણ હૃદે ધરો. કપોતીની.
કપોત કથ કહે કાયર કામિની, હોનાર પદારથ હશે, .
શત્રુ સાલ સહજ ટળશે, કર્તારનું કહ્યું થશે;
હૃદે ધીર રાખો રે, કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ઉચરો. કપોતીની.
જીવ જામો જ્યારે ઘડયો ગોવિંદે, પડયો અંક પ્રમાણ,
ડગમગાટ તમે દિલથી ટાળી, સ્મરો સારંગપાણ;
ચિંતન રાખો રે, દિલથી ન ડરો ડરો. કપોતીની.
અહી ડસ્યો પારધીને પાયે, છૂટયો બાણ તે વાર,
સીંચાણાનું શિર છેદાણું, એવી કૃષ્ણ કરણી કર્તાર;

---

1 દ્વારકાનો ગુગળી બ્રાહ્મણ. વિ. સં. ૧૮૮૪ માં હયાત હતો. તેના રચેલા દાણના સવૈયા પ્રસિદ્ધ છે.

ભાવે ગુણ ભાખો રે, દિલથી ન ડરો ડરો. કપોતીની.
તન તરૂવર પ્રાણ પંખીડો, નિવૃતિ પ્રવૃતિ નાર,
અહંકાર અહી ને જરા પારધી, ક્રોધ સીંચાણો નિવાર;
મુકુંદ મધુસૂદન રે, પલક ન રાખો પરો. કપોતીની.

## કૃષ્ણારામ.

### પદ.

તમે ગોવિંદ ગરીબનીવાજ રે, મારી કરણી ના જોશો,
લક્ષ્મીવર રાખજો લાજ રે, મારી કરણી ના જોશો. ટેક
લક્ષ ચોરાશીના ફેરમાં રે, હું ભટક્યો વારંવાર,
અતિ ઘણી ભોગવી આપદારે, હરજી હું પામ્યો છું
હાર રે. મારી૦
દામ[1] દારાના[2] દોરથી કંઇ, વીધી બંધાણા બંધ,
છબીલાજી તે છોડીએ હવે, તમ સાથે સાધવો સબંધ
રે. મારી૦
સંયમની ને સ્વામીએ મુને, કંઇ વિધ વિધ દીધા દંડ,
જો તે દિન પાછા આવશે રે, તો તો થાશે બીરૂદ
ખંડ રે. મારી૦
ચર્ણ શર્ણ જે આવીયા તે, ગાંજ્યા કોઇના ન જાય;
વેદ વદે એમ નિત્યદા રે, તેતો નિશ્ચે નિર્ભે થાય રે.
મારી૦
વ્યાસ વચનથી સાંભળ્યા તમો, આદિ અનાથના નાથ,

---

૧ પૈસો. ૨ સ્ત્રી.

ચર્ણું શર્ણું હું આવીયો રે, હવે હરજી હેતે ઝાલો હાથ
રે. મારી૦

દોષ દહન કરો નાથજી રે, કર્મ કરો રે બક્ષીસ,
કરૂણા કરી મુને કાઢીએ રે, મોહ જાળથકી જગદીશ રે.
મારી૦

વિમળ કરો મારી વાસના રે, જેમ વિષ્ણું વધે વિશ્વાસ,
આશ્રીતને ઉગારીએ રે, દીન માની દાસનો દાસ રે.
મારી૦

અન્ય ઉપાધી ઉઠે રખે રે, એમ સાચવજો દેઈ હામ,
એક છે આપનો આશરો રે, કર જોડીને કહે કૃષ્ણારામ
રે. મારી૦

## જીવણદાસ.

### પદ.

સુરતા લાગી રે ત્યારે ભ્રમણા રે ભાગી,
ભ્રમણા ભાગી રે જેની સુરતા રે લાગી,
નટડીનો ખેલ મારે રચ્યો રે ચોગાનમાં,
વરત[1] વિના રે બીજું નજરે ન આવે,
જેની સુરતા રે લાગી, ભ્રમણા૦
પતંગને દીપક[2] સાથે સ્નેહ બંધાયો,
તન મન ધન જેણે અર્પી છે દેહ; જેની સુરતા, ભ્રમણા૦

---

૧ દોર. ૨ દીવો.

નાદને મોહ્યો પેલો મૃગજ ગરીયો,
શબ્દના માર્યા કોઇ સંતજ મરીયા. જેની સુરતા, ભ્રમણા૦
મીનને[1] જળની સાથે સ્નેહ બંધાણો,
તલખીને મરે જ્યારે ન મળે નીર. જેની સુરતા, ભ્રમણા૦
મરજીવા સંતે એમનાં મન વશ કીધાં,
સમુદ્રમાં પેસી એમણે મોતિડાં લીધાં, જેની સુરતા,
ભ્રમણા૦
દાસ જીવણજીને વસીયા છે હૈયે,
જાણે સુજાણે કોઇ સંત સોહાગી, જેની સુરતા. ભ્રમણા૦

## મહિના.

કાર્તક મહિને કંથજી, શું કીધું રે,
મારે ભરજોબન ભગવાન, મહા દુઃખ દીધું રે.
માગશર મહિને માધવજી, શું કીધું રે;
વ્હાલો વસીયા પેલે તીર, મહા દુઃખ દીધું રે.
પોસે તો સુકાઈ ગયાં, શું કીધું રે;
સુકાયા સર્વે ઘાટ, મહા દુઃખ દીધું રે.
મહા મહિનાની સેજડી, શું કીધું રે;
મારી સૂની વેરણ રાત, મહા દુઃખ દીધું રે.
ફાગણ કેસર ઘોળીએ, કયાં જઇયે રે;
કેસુડી લાલ ગુલાલ, કોને કહીએ રે;
ચૈત્રે ચરણા પહેરીયા, કયાં જઇએ રે,
મારી સોલસે સહીયરોનો સાથ, કોને કહીએ રે,

---
૧ માછલું.

વેશાખે વન વેડીયાં, કહો હરિને રે;
જીરે વેડી આંબા સાખ, નાવ્યા ફરીને રે,
જેઠે ઠેઠ જઇ રહ્યા, કહો હરિને રે;
ના દીઠું ઘરને બાર, નાવ્યા ફરીને રે,
અષાડે ઘન ગાજીયો, કહો હરિને રે;
થાય વીજળીના ચમકાર, નાવ્યા ફરીને રે.
શ્રાવણ વરસ્યો સરવડે, કહો હરિને રે,
આવ્યાં નદીએ નિર્મળ નીર, નાવ્યા ફરીને રે;
ભાદરવો ભડ ગાજીયો, કહો હરિને રે.
જીરે ગાજ્યો ગાજ્યા સુર, નાવ્યા ફરીને રે,
આસોએ દીવાલડી, કહો હરિને રે,
તમે નાવ્યા નંદ કીશોર, નાવ્યા ફરીને રે.

## ઇચ્છારામ ભક્ત.

### પદ.

શાંતિ પમાડે તેને તે સંત કહીએ,
  તેના દાસના દાસ થઇને રહીએ, રહીએ. શાંતિ૦
કલ્પવૃક્ષ સેવ્યું ને તાપ રહ્યા ઉભો ત્યારે,
  તેની છાયામાં શીદ રહીએ;
લીધો વળાવો ચોર લુંટવાને આવ્યા ત્યારે,
  તેની સંગે તે શીદ જઇએ, જઇએ. શાંતિ૦
વિદ્યાનું મૂળ જ્યારે પુરૂં ના ભણાવ્યું ત્યારે
  મે'તાનો માર શીદ ખાઇએ,

રાજાની નોકરી ને ભૂખ ન ભાગી ત્યારે,
તેની વેઠો શીદ વહીએ, વહીએ. શાંતિ૦

વૈદ્ય મળ્યો મળતીયો ને રોગ રહ્યો ઉભો ત્યારે,
તેની ગોળી તે શીદ ખાઇએ,
ગુરૂ કર્યા ને જ્યારે ભેદ ના ભાગ્યો ત્યારે,
તેના ચેલા શીદ થઇએ, થઇએ. શાંતિ૦

નામ અનામ મારે ગુરૂએ બતાવ્યું ત્યારે,
તે તો ચોંટ્યું છે મારે હઇએ;
ઇચ્છા ભક્ત કહે સર્વ તજીને ત્યારે,
એવા પુરૂષ સંગ રહીએ, રહીએ. શાંતિ૦

## દુલ્લભદાસ.

### પદ.

સખી દુઃખડાંમાં ગયાં ડુલી રે,
કાનજી કેમ ના આવે;

ભાળી કુબ્જામાં ભાન ગયા ભૂલી રે,
અહીં હવે શીદ આવે.

નથી જાતું કપટ કાંઈ કળ્યું રે,
કાનજી કેમ ના આવે;

મામો માર્યો ને રાજ્ય બધું મળ્યું રે,
અહીં હવે શીદ આવે.

સખી ભાળીએ તો ભવ દુઃખ ભાગે રે,
કાનજી કેમ ના આવે;
હવે લાકડી ને કામળીથી લાજે રે,
અહીં હવે શીદ આવે.
આઠ પહોર જાય આપણી ઉદાસી રે,
કાનજી કેમ ના આવે;
આપણે ગાંડાં ગોકુળ વાસી રે,
અહીં હવે શીદ આવે
સારૂં લાગ્યું મથુરામાં રહેવું રે,
કાનજી કેમ ના આવે;
સખી શહેરના તે સુખમાં શું કહેવું રે,
અહીં હવે શીદ આવે.
શ્યામ એટલામાં શું થયા શહેરી રે,
કાનજી કેમ ના આવે;
ગરજ મટીને વૈદ્ય થયા વેરી રે,
અહીં હવે શીદ આવે.
દાસ દુલ્લભના વહાલે વિસાર્યાં રે,
કાનજી કેમ ના આવે;
હાવે છાપરીમાં રહેતા લાજે રે,
અહીં હવે શીદ આવે.



# કવિ રત્નેશ્વર મેવજી.[1]

## કૃષ્ણ વિરહના દ્વાદશ મહિના.

### ( રાગ રત્નાના મહિનાનો )

સખી શંકર નંદનને હું નમું, રિદ્ધિ સિદ્ધિનો વાસ,
કૃષ્ણ કૃપાએ રે વર્ણવું, રચું દ્વાદશ માસ;
પીડા લાગી રે રાધા શિરે, અંગે અંગ અકળાય,
વ્રેહ પીડાથી રે દુખણી, દુઃખ નહીં રે ખમાય.
સુણ સખી વ્રેહ દુઃખને

સખી માગશરે મથુરા ભણી, ગયા ગોકુળ નાથ,
હાથ થકી રે મૂક્યાં અમો, ગયા જાદવ સાથ;
નાની રે મોટી નીકળે, નાર કોટાન કોટ,
જોડ વિખંડી રે માહરી, દેઉં દૈવને દોષ.

---

૧ આ કવિ, દર્ભાવતિ એટલે ડભોઇનો વતની, અને જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો. ડભોઇથી ત્રણેક ગાઉપર આવેલા કનૈટ ગામમાં તેનું કથા કરવાનું શાસન હતું. કવિ પ્રેમાનંદના શિષ્ય મંડળમાં તે સૌથી મ્હોટો વિદ્વાન, અને સંસ્કૃતનો પૂર્ણ જ્ઞાતા હતો. તેણે અક્ષરમેળ છંદોમાં ઘણી ઉત્તમ કવિતા રચી છે. તેના રચેલા આ દ્વાદશ મહિના બૃ. કા. ના છઠ્ઠા ભાગના પૃષ્ટ ૮૦૨ માં છપાઇ પ્રસિદ્ધ થયા છે, પણ તેમાં અને આ લેખકના પ્રપિતા મયારામ લક્ષ્મીરામે લખેલા મહિનામાં ઘણો તફાવત માલમ પડતાં, આ ઠેકાણે ( પાઠાંતર મેળવવા ) તે ફરી ઉતારવામાં આવ્યા છે. આ પ્રત તેમણે વિ. સંવત્ ૧૮૮૧ ના મહા સુદિ ૧૩ ને દહાડે બનારસમાં ઉતારી છે.

ચંદ્રભાગા ને ચંદ્રાવળી, મળી કરે રે વિચાર,
ચાર પહોર રજની [1]તણા, કેમ કરી પામું રે પાર;
ચોપટ ખેલ ગમે નહીં, ન ગમે ગાન ને ગોઠ,
પૂઠ ન મૂકે રે પારધી, મારે ભારે રે ચોટ
સખી માગશરે મથુરા ભણી.

શ્લોક-માલિનીવૃત્ત.

પકટિ મદન વ્યાધી, મારતો બાણુ સાંધી.
હરિ હરિ કહે રાધા, પ્રેમને પાશ બાંધી;
વિરહ વિકળ રોતી, ચીરશું નીર લ્હોતી,
અરૂણુ[2] નયન દીસે, આંસુ જોતી અરીસે.

સખી પોષ વિષે કહે પ્રેમદા, પતિશું શો રોષ,
મલિનપણું મુખ આપણે, દર્પણનો શો દોષ;
ઉત્તર દિશ આવ્યો રવિ, નરનારી વિલાસ,
વાસ કર્યો રે મથુરા વિષે, ન મળ્યા અવિનાશ,
દિવસ થયા અતિ દોહલા, મારૂં દુઃખ દેખી,
શોકય સમાણી રે જામીની[3], થઇ પ્રોઢી પેખી;
અરણ્ય થઇ રે મારી ઓરડી, દોરડી થઇ દેહ,
તે કેમ જીવે રે ગોરડી[4], પતિએ આપ્યો રે છેહ.
સખી પોષ વિષે કહે પ્રેમદા.

શ્લોક-માલિનીવૃત્ત.

પરહરિ[5] જ પટોળી, પામરી પાન ચોળી,
વિરહ અગન વ્યાપી, પીડતો કામ પાપી;

---

૧. રાત. ૨. રાતાં. ૩. રાત. ૪. સ્ત્રી. ૫. તજી.

પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧



ચંદ્રભાગા ને ચંદ્રાવલી મળી કરે રે વિચાર

પૃષ્ટ ૧૧૦

A 3453-Lakshmi Art, Bombay, 8

લિખિત વિરહ ચીઠી, નીસરે ત્યાં ન લીટી,
થઇ ગઇ નિશ[1] કોટી, પ્રાણ જાણે અંગીઠી[2].

સખી માહ મહિને મારે સુખે, દુઃખે પડીયારે ડાઘ;
રંગ અધરનો રે ઉલટયો, અંગે રે સ્મર વાઘ;
ભુવન થયું રે અતિ ભો સમું, રાક્ષસી થઇ રાત,
ભાત પડી રે મારી જાતમાં, ન લહે મારો નાથ;
પાન લવંગ પલંગ ગયાં, સંભોગનો રે સાજ,
આજ મારે શા કામનો, ન આવ્યા વ્રજરાજ;
યૌવન કુંજર સજ થઇ, શુભ કુંભ આરોગ,
માધવ વિના કોણ મારશે, મન્મથની રે ફોજ,
સખી માહ મહિને મારે સુખે.

શ્લોક–માલિનીવૃત્ત.

સુરત સુખ વિશાળા, સાંભળો વ્રજ બાળા,
સુકતિ કુસુમ માળા, વ્રેહ નિશ્વાસ જવાળા;
નિરખી નયન નીચે, આંસુડે સેજ સીંચે,
દુઃખ લખિ સખિ આવે, બાંચ સાહી બોલાવે.

સખી ફાગણે ફૂલીરે એલચી, લચી ઝુલેરે દ્રાખ,
પાંદડલે રે પંખી રમે, ના ગમે હરિ પાખ.[3]
મદનભરી ઝુલે આંખડી, વાંકડી થઈ પેર,
જાણે મન્મથકેરી[4] આંકડી, રાંકડી વિરહણીશું વેર;

---

૧ રાત. ૨ ખેતરમાં પોંક પાડવા માટે, ચારે બાજુએ ઇંટો ગોઠવી કરેલો લખ ચોરસ ખાડો; અથવા સોનીની સોનું રૂપું ગાળવાની સગડી. ૩ વિના. ૪ કામદેવ.

મધુકર[1] ગુંજે રે કોકિલા, વાગે વેણુ કઠોર,
સોર કરે શુક[2] સારિકા,[3] નહીં રે નંદકીશોર;
અબીલ ગુલાલ ઉડે ઘણાં, વાગે તાલ મૃદંગ,
વિઠ્ઠલ પાખે રે વસંત શો, દાઝે ઉલટું રે અંગ;
રંગ કર્યો રે કેસર તણો, ગાય રાગ ધુમાર,
કૃષ્ણ વિના રે કલ્પના, રહી કરૂં રે વિચાર.
સખી ફાગણે ફૂલી રે એલચી.

શ્લોક—માલિનીવૃત્ત.

કૃશ[4] તનુ[5] મન ભાગે, હારનો ભાર લાગે,
વિરહ વિકળ થાયે, અંગ સૂકાતુ જાયે.
નિપટ મન ન હીસે, આંસુડાં અંગ સીંચે
શશિ થકી છર્ગો આંહી, નેટ આરસી માંહી.

સખી ચૈત્ર વિષે ચંદ્રમાતણું, ઘણું ટાઢું રે તેજ,
ઉંચી અગાશી ફૂલડે, વાસી મારી રે સેજ;
યોવન ફૂલવાડી ફૂલી, લચી લેહેરે રે જાય,
ભેટ કરૂં રે મારા નાથને, કુપ છાયા એ થાય;
અંગ અનંગ વસી રહ્યો, ઋતુના દિન આજ,
અવસર ચુકયો રે મેહુલા, વરસ્યાનું શું રે કાજ;
આંબે વળગી સખી વેલડી, સાહેલડી રે જોય,
મારી બેલડી નહીં નાથજી, દુઃખ સાલે રે સોય;
સખી ચૈત્ર વિષે ચંદ્રમાતણું.

---

૧ ભમરા. ૨ પોપટ. ૩ મેના. ૪ પાતળુ. ૫ શરીર.

શ્લોક-માલિનીવૃત્ત.

કઠિન દિન ન ખુટે, સ્વેદનાં[1] બિંદુ છુટે,
પવન વ્યજન વીંજે, નેનથી તર્ત ભીંજે;
સખિ જન ન સુહાવે, યોષિતા[2] જાય આવે,
કમળ કુસુમ[3] લાવે, રાધિકાને ન ભાવે.

સખી વૈશાખે વનિતા કહે, આવ્યો ગ્રીષમ[4] કાળ,
અગ્નિતણા રે ભડકા બળે, તડકાની રે જ્વાળ;
મારે આંગણે લીમડો, છાયા શીતલ ક્રોડ,
અંતર અગ્નિ શમે નહીં, વિના શ્રી રણછોડ;
આછાં રે અંબર ઓઢણે, મુખવાસ કપૂર,
કેસર ભીંની રે કંચુકી, પુરૂષોત્તમ પડયા દૂર;
પાણી તજ્યાં રે પગથીએ, ખુલ્લા દીસે રે ઘાટ,
માંસ તજી રે મારી પાંસળી, વાંસળીધર[5] પાખ.
સખી વૈશાખે વનીતા કહે.

શ્લોક-માલિનીવૃત્ત.

કનક મુકુટ માથે, મોરનાં પીછ સાથે,
મધુરીં મુરલીં વાતો, આવતો રંગ રાતો,
નિપટ વિમળ વાગો, શામળે અંગ લાગ્યો,
મલિન કર વહેલી, તું મુને મૂક ઘેલી.

સખી જેઠ માસે કહે યોષિતા, સુકયાં નદી નવાણ,
દિન કઠિન કાઢું દોહલા, કેમ રાખું રે પ્રાણ;
સહીયર ઘસે મલિયાગરૂ, મરૂં માધવ પાખ,
ચંદન ઘોળ્યું, ગુલાબશું, સહુ ઢોળી રે નાખ;

---

૧ પરસેવાનાં. ૨ સ્ત્રી. ૩ ફુલ. ૪ ગ્રીષ્મ. ૫ કૃષ્ણ.

ચોબારાં[1] મારાં માળીયાં, આવે શીતળ વાય,
વાળાતણા[2] વિજણા ઘણા, તોએ પાપ ન જાય;
અંબર[3] વાદળ ઊલટયાં, પ્રકટયો ઘનઘોર;
રોહણીમાં ગાજે મેહુલો, મારો નાથ કઠોર.
સખી જેઠ માસે કહે યોષિતા.

શ્લોક—માલિનીવૃત્ત.

અહરનિશ અંદેશો, શો ન કાં'વે સંદેશો,
નિરખીં નગર નારી, તે સુખે હું વિસારી;
કવણ ગત કરીજે, દૈવને દોષ દીજે,
વણજ કરીં ન ફાવી, મૂળમાં ખોટ આવી.

સખી આષાડે ઘન ઉલટયો, ગયો ગ્રીષમકાળ,
આંબાને રાયણ ઓગળ્યાં, ફળ્યાં જાંબુનાં ઝાડ;
ઘોરઘટા ઘન ગાજતો, મધુરે સ્વર મોર,
દાદુર બોલે રે કોકિલા, લાગે કર્ણ કઠોર;
માંડીને વરસે રે મેહુલો, નાહુલો રે પરદેશ.
વેશ વગોવ્યો રે વિઠ્ઠલે, લટ લૂખા રે કેશ;
પીળાં અંબર[4] પગે પાવડી, ગાવડીઓ[5] રે સાથ,
આ દહાડે હરિ આવતા, લાકડી લઇ હાથ,
સખી આષાડે ઘન ઉલટયો.

---

૧ ચારે તરફ બારીઓવાળાં. ૨ વીરણાના વાળા જેની ગ્રીષ્મ ઋતુમાં બારીએ બાંધવાની ટટ્ટીઓ અને પંખા બને છે તે, ધુપેલ કરવામાં પણ વપરાય છે. ૩ આકાશ. ૪ વસ્ત્ર. ૫ ગાયો.

### શ્લોક—માલિની વૃત્ત.

મદન શર મરોડી, રાધિકા થાય થોડી,
સકળ જુગત જોડી, વિનવે વસ્ત્ર ઓઢી[૧];
સખીં વચન કહાવે, કૃષ્ણને કાં ન લાવે,
મુજ મન સુખ થાવા, નાથજીને મનાવા.

સખી પુરૂષોત્તમ દિન પુણ્યના, નાહીને મળ માસ,
આજ પૂજું રે ગોવિંદને, જેને વલ્લભ દાસ.
લાડ કર્યાં રે નરહરિ કને, વૃંદાવન વિલાસ,
મેઘની પેરે મુકુંદજી, મુને અમર આશ;
મોટમ આવી રે આવડી, નાના તો નંદલાલ,
ગોવર્ધન લક્ષ્મીવરે, કર તોલ્યો રે કાલ;
સાંભળ સખી આવ્યું હતું, મારે કર રતન,
એક વાર ફરી જો મળે, કરી રાખું જતન.
સખી પુરૂષોત્તમ દિન પુણ્યના.

### શ્લોક—માલિની વૃત્ત.

મદન કટક આવી, ઊતર્યાં ઠામ ઠામ,
રતિ પતિ રણુ ઝૂઝે, પેર એકે ન સૂઝે;
હરિ મધુપુર ભૂપ, કોટી કંદર્પ રૂપ,
મુજ ભુવન પધારો, કામને કોટી વારો.

સખી શ્રાવણ માસ સોહામણો, ઘણો વરસે રે મેહ,
નેહ ન રાખ્યો રે નાથજી, મુને દીધો રે છેહ;

૧ પાથરી.

શ્યામ ઘટા મધ્ય ઉડતી, બગલાંની રે પાંખ,
મારે અંગે વ્રેહ ઘણો, નહીં સુંદર શ્યામ;
હરી[1] તૃણ ચરે હુખે ભરી, સુરભી[2] અભિરામ,
શ્યામ વિના શોભે નહીં, આ ગોકુળ ગામ;
હું તો ઝુલું દોરી હીરની, હીંદોળા રે માંહ્ય,
ફરતાં ફરકે રે ફૂમતાં, ઝુલતાં ન સોહાય.
સખી શ્રાવણ માસ સોહામણો.

શ્લોક--માલિની વૃત્ત.

સુણ ઘન મુજ વાણી, વર્ષતું રાખ પાણી,
ક્ષણ ઇક થિર રે'ને, કૃષ્ણની વાત કે'ને;
મધુપુર થકી આવ્યો, શા સમાચાર લાવ્યો,
મધુરી મુરલી મીઠો, કૃષ્ણજી ક્યાંય દીઠો.

સખી ભાદરવો ભલે વરષતો, ભર જોબન બાળ,
પ્રેમ સરોવર વિઠ્ઠલ વિના, કોણ બાંધશે પાળ;
તરૂવર વનચર ભીંજતાં, ભીંજે પંખી રે સાર,
મારી ભીંજે કસુંબી કંચુકી, આંસુડાંની રે ધાર;
ઘોર ઘટા ઘન દામની[3], દેખાડે રે વાટ,
પાટ[4] થકી રે જળ ઉતર્યાં, નદીએ ચીકણા ઘાટ;
હરિને ઓઢણ કાળી કામળી, આંમળીયા રે વાળ,
ઓ દીસે રે જાણું આવતા, મારે ઘેર ગોપાળ.
સખી ભાદરવો ભલે વરષતો.

---

૧ લીલું ૨ ગાય. ૩ વીજળી. ૪ કિનારો.

### શ્લોક-માલિની વૃત્ત.

તન મન ધન મારો, વીજળી વીર તારો,
મધુપુર[1] જઇ માણે, પીડ મારી ન જાણે;
ક્ષણ ઇક[2] સુખ દીધું, તાહરી પેર કીધું,
ચમક ચપળ બાઇ, શીખવ્યો તેંજ ભાઇ.

સખી આશ્વિને હરિ આવ્યા નહીં, સહીયર શા માટ,
ઘાટ[3] થયો સરિતા શમી, વસમી નહીં રે વાટ;
નવરાત્રિએ ગરબો જોવા, મારે મન ખેદ,
છેદ પડ્યા ગરબા જશા[4], મારે મન વેધ;
બાળિકા પૂજે રે કાળિકા, શમી પૂજે રે લોક,
વિઠ્ઠલ વિના રે વિજયા[5] કશી, મારે મન શોક;
સખી પુનમ ચંદ્ર સોહામણો, વિના નંદ કુમાર,
માણુકઠારી જો માવજી, મારે ઘર બાર.

સખી આશ્વિન હરિ આવ્યા નહિ,

### શ્લોક-માલિની વૃત્ત.

પલ ન પલક લાગી, રાધિકા રાત જાગી,
વિરહ દુખ વિભાગી, નારમાં હાક વાગી;
ભુવન ભુવન[6] ભોળી, નીકળી નાર ટોળી,
સજન જન મળ્યું છે, પ્રેમની વાત પૂછે.

સખી કાર્ત્તિકે કહે કામિની, કેમ રાખું રે ધીર,

---

૧ મથુરા. ૨ એક. ૩ પાર પડી. ૪ જોવા. ૫ દશેરા. ૬ ઘેરે ઘેરથી.

નીર સરોવરે પાલટયાં[1], ન મળ્યા યદુ વીર;
પાંચ દિવસ દીપમાલિકા[2], દીપે દીપક સાર,
હરિ વિના મન હીસે નહીં, ધરતાં રે શણગાર;
ઉંચાં મંદિર માળીયાં, જાળીએ રહી જોઉં,
પંથ નીહાળું રે કંથનો, ભર્યાં લોચન લોઉં;
શુકન થાય મારે આંગણે, ઉઠી બેઠો રે કાગ,
ચાંચ મઢાવું કંચને[3], પરવાળીએ[4] પાગ;
અંગ જ ફરકે રે માહરૂં, આવશે મુજ ભાગ,
એ વિધ ટલવલે રાધિકા, જાણ્યું જાદવનંદ;
જાદવનંદને રે નિરખવા, આવ્યો મન આનંદ,
અંગ ઉલ્લાસ થયો ઘણો, મળ્યા ગોકુળચંદ.
વૈષ્ણવ લોક વિરાજતા, દર્ભાવતી રે વાસ,
મેઘજી સુત રત્નેશ્વરે રચ્યા દ્વાદશ માસ.

સખી કાર્ત્તિકે કહે રે કામિની.

### શ્લોક—માલિની વૃત્ત.

વ્રજ ઘર થકી આવે, નાર મોતી વધાવે,
ઘર ઘર થકી ગોપી, નીકળી લાજ લોપી;
નખ શિખથી નિહાળે, આરતીને ઉજાળે
રસ બસ થઈ રાધા, ભાંજતી શોક બાધા.

---

૧ ઓછાં થયાં, બદલાયાં. ૨ દીવાળી. ૩ સોનું.
૪ પરવાળાં.

## મીરાંબાઈ.

### પદ.

રામ રાખે તેમ રહીએ, ઉદ્ધવજી રામ રાખે તેમ રહીએ.
આપણ ચીઠીના ચાકર છઇએ. ઉદ્ધવજી.
કોઇ દિન પહેરણ હીર ને ચીર,
તો કોઇ દિન સાદાં રહીએ ઉદ્ધવજી.
કોઇ દિન ભોજન શીરો ને પુરી,
તો કોઇ દિન ભૂખ્યાં રહીએ. ઉદ્ધવજી.
કોઇ દિન રહેવાને બાગ બગીચા,
તો કોઇ દિન જંગલ રહીએ. ઉદ્ધવજી.
કોઇ દિન સુવાને ગાદી તકીયા,
તો કોઇ દિન ભોંયપર સુઇએ. ઉદ્ધવજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
સુખ દુઃખ સર્વે સહીએ. ઉદ્ધવજી.

### પદ.

હુંકહું મહારાજ વૈકુંઠ, હુંકહું મહારાજ,
ચોરી ચિત્ત ન લાવીએ રે, જીભે ના કરીએ આળ,
જળ મધ્યે થુંકીએ નહીંરે, ના દીજે ગુરૂને ગાળ. વૈકુંઠ.
પુણ્ય દાન નિમ આચરે રે, તીરથ[1] કરવા જાય,
માબાપની સેવા કરે તો, તે નર સેંજે વૈકુંઠ જાય. વૈકુંઠ.
પીંપળ પૂજ્ય પૂજીએ રે, ભૂખ્યાંને આપીએ અન્ન,
બાઇ મીરાં કહે ગિરધરના ગુણ, તે જન સાધુ જન.
વૈકુંઠ.

---

૧ તીર્થ.

### પદ.

કોણુ તારૂં છે સાચું, સંસારીયામાં કોણુ તારૂં છે
સાચું. ટેક.
કાયા-માયા સુતને નારી, ખોટામાં થયો ખુવારી,
ગાયા નહીં ગિરધારી રે. સંસારીયામાં.
મન ગમતો તું તો મહાલ્યો, ચોરનો મારગ[1] ઝાલ્યો,
પાપીડાને સંગે ચાલ્યો રે. સંસારીયામાં.
કુડું કુડું કામ કીધું, તેને સાચું માની લીધું,
અંતકાળે દુઃખ દીધું રે. સંસારીયામાં.
જીતી બાજી હાર્યો જાણી, મુખે બોલ્યો મીથ્યા વાણી,
ધાન્ય કીધું ધૂળ ધાણી રે. સંસારીયામાં.
વીષ વેલા વ્હાલા કીધા, ઝેરના પીઆલા[2] પીધા,
પ્રભુને વિસારી દીધા રે. સંસારીયામાં.
ઘર ધંધે ઘેરી લીધો, કામિનીએ વશ કીધો,
મીરાં કહે તને દગો દીધો રે. સંસારીયામાં.

### પદ.

વારૂં મારા વીરા રે, કરીએ ના સંગ નીચનોરે હોજી,
નીચપણું નિશ્ચે નરક[3] લેઇ જાય. વારૂં મારા.
બાવળીઓ કંટાળા રે, અતિ સોહામણોરે હોજી,
જેની છાંએ અંગ વસ્ત્ર ઉજડાય, વારૂં મારા.
આકડીયાનાં દૂધ રે, અતિ ઘણું ઉજળાં હોજી,
જેને પીધે તરત મૃત્યુ થાય. વારૂં મારા.

૧ માર્ગ. ૨ પ્યાલા. ૩ નર્ક.

દૂધડલાં તો કહીએ રે, ગવરી ગાયનાં હોજી,
તેને પીધે કાયાનું કલ્યાણ થાય. વારૂં મારા.
આંબલીયાની છાયા રે દીસે રળિયામણી હોજી,
જેની છાયે ફળની તે પ્રાપ્તી થાય. વારૂં મારા.
ગુરૂજીએ આપ્યાં રે અમને તરવા તુંબડાં હોજી,
જ્ઞાન તુંબીથી ઉતરવું ભવ પાર. વારૂં મારા.
અમારા તો અવગુણ રે ગુરૂજીમાં ગુણ ઘણા હોજી,
ગુરૂ મારા દેવળમાંના દેવ. વારૂં મારા.
ગુરૂ મારા દીવો રે, ગુરૂ મારા દેવતા હોજી,
ગુરૂ મારા પારસમણિને તોલ. વારૂં મારા.
ગુરૂ મારા ગંગા રે, ગુરૂ મારા ગોમતી હોજી,
ગુરૂ મારા કાશીમાંના વિશ્વનાથ. વારૂં મારા.
ગુરૂના પ્રતાપે રે, બાઇ મીરાં બોલીયાં હોજી,
અમારો છે સંતોના ચરણે વાસ. વારૂં મારા.

પદ.

અમને મળીયા છે નંદલાલ રે,
મથુરાના વાસી, મોહન મળીયા જી.
વેલી ના કરીએ સુંદર શ્યામ રે,
મથુરાના વાસી, મોહન મળીયાજી.
જમનાને કાંઠે વ્હાલે રાસ રચ્યો તો જી,
પ્રીતલડી બાંધી રાધા સંગરે. મથુરાના વાસી.
અરે કાનુડા કુબ્જા ક્યાં થકી લાવ્યા જી,
વ્હાલી હતી વ્રજબાળ રે. મથુરાના વાસી.

ગાયો ચારીને ઘેર ગોવિંદ આવતા જી,
ગોપી પાસેથી લેતા મહીનાં દાણ રે. મથુરાના વાસી.
ખાંધે કાંમળીયાં ને હાથે લાકડીયાં જી,
આયો તણા થાતાતા ગોવાળ રે, મથુરાના વાસી.
આણી તીરે ગંગા વારી, પેલી તીરે જમનાજી,
વચમાં ગોકળીયું રૂડું ગામ રે. મથુરાના વાસી.
નેહો લગાડી વ્હાલા વિખુટાં ના કરીયેજી,
શ્યામ સ્નેહી ના છેતરાય રે, મથુરાના વાસી.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગિરધર નાગરજી,
આવી પડી છું ચર્ણ માંહી રે, મથુરાના વાસી.

પદ.

રામ સીતાપતિ તારી લેહ લાગી,
લેહ લાગી રે લેહ લાગી, રામ સીતાપતિ તારી લેહ લાગી.
તને ભજે મારી ભીડ ભાગી. રામ સીતાપતિ.
ધ્રુવને લાગી પ્રલ્હાદને લાગી,
મહેતા નરસૈંયાની ભીડ ભાગી. રામ સીતાપતિ.
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે,
જ્ઞાનીના શબ્દે હું જાગી. રામ સીતાપતિ.
સગાં સંબંધી મને નથી રે ગમતાં,
વહાલાં લાગે છે મને વેરાગી. રામ સીતાપતિ.
કામ કાજ છોડયાં મેં તો ઘરબાર મેલ્યાં,
હરિ ભજનમાં હું લાગી. રામ સીતાપતિ.

બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
જન્મો જન્મની હું દાસી. :રામ સીતાપતિ.

પદ.

હરજીશું લાગ્યો મારો નેહરે, બીજું મને કાંઇ ન ગમે.
પહેલી પૂજા અન્નદેવ તમારી, તેથી રહે છે મારી દેહ
રે. બીજું.
હારને ચીર તારાં શું કરૂં રાણાજી, તુલસીની માળા
હું તો લેશ રે. બીજુ.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, સાધુની સંગાતે
રે'શ રે. બીજું.

પદ.

એ તે દિન ન જાન્યો તેરો મર્મ,
સુન હો સખી કહુ દોષ ના દીજે હો,
દોષ અપનો કર્મ. એ તે દિન.
કાહેકુ પ્રીત લગાઈ મેરે પ્યારે,
લોક ધરે તેરો ભર્મ. એ તે દિન.
મીરાં કે પ્રભુ ગીરધર નાગર,
દો દર્શન કરૂં ધર્મ. એ તે દિન.

પદ.

હમ પરદેશી પંછી લોક, બાહાર નહી આવેંગે.
માત પિતા કુ દોષ ના દીજે, કર્મ લખ્યા સો પાવેંગે.
હમ.

કાનમેં મુંદ્રા ગલે મૃગછાલા, ઘર ઘર અલખ જગાવેંગે,
તેરે હો કારણ જોગન હોઉંગી, અંગ ભભુત લગાવેંગે.
હમ.

* * * * *

મીરાં કે પ્રભુ ગીરધર નાગર, હરિ ચરને ચિત્ત લગાવેંગે.
હમ.

પદ.

અપને બાલમકી બાતરે, હું કોનેરે પૂછું.
જેને પૂછું તે દૂર બતાવે, સબહી બટાઉ લોકરે.
હું કોનેરે પૂછું.
એક દિન કહી મારો નાથ સીધાર્યા, હો ગયા માસ
છ માસરે. હું કોનેરે પૂછું.
જેણે રે માર્ગે મારો નાથ સીધાર્યા, જઇને રોકું તે
ઘાટરે. હું કોનેરે પૂછું.
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, હરિ બીના હુઈ બેહાલ
રે. હું કોનેરે પૂછું.

પદ.

શામલીયા શામલીયા હો.
શામલીયા તું તો અખે[1] મંડલનો વાસી,
હું તો તારી દાસી હો, ગીરીવરધારી.
શામલીયા તારે મસ્તક મુગટ બિરાજે,
ઉપર છોગાં છાજે હો, ગીરીવરધારી.

૧ અક્ષય.

પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧



શ્યામલીયા શ્યામલીયા હો.

પૃષ્ટ ૧૨૪

A 3453-Lakshmi Art, Bombay. 8

રાજ તારે કટી પીતાંબર છાજે,
સબળી મોરલી વાજે હો, ગીરીવરધારી.
શામલીયા તું તો પીંડારાં સંગે રમતો,
એઠું જુઠું જમતો હો, ગીરીવરધારી.
શામલીયા તુને જમનાની તીરે દીઠો,
સબળો લાગે મીઠો હો, ગીરીવરધારી.
શામલીયા તારી માયામાં વિશ્વ ડોલે;
બ્રહ્મા સરખા ભૂલે હો, ગીરીવરધારી.
શામલીયા તું તો વૃંદાવન ગૌ ચારે,
તને દેખી નયણાં ઢાળે હો, ગીરીવરધારી.
શામલીયા બાઇ મીરાં દાસી તમારી,
જાય છે બલીહારી હો, ગીરીવરધારી.

પદ.

પહેલાં તો હું કાંઇ નવ જાણું,
મારૂં મન માયાથી બાંધ્યું. (૨)
ભવસાગરમાં ભૂલાં પડયાં,
મારગમાં મળીયા માધવ—
બાઇ હમે ઘેલાં થયાં રે, અમને ઘેલાંમાં ગુણ લાગ્યો. ટેક.
ઘેલાં ખરાં પણ હમે હરિનાં ઘેલાં,
ઓહ્યાં દુર્જનીયાં શું જાણે,
મૂઢ મતિ માથાં કુટીને મરશે
મરણીના રસ માણે. બાઇ હમે. અમને.
ઘેલાં મટીને હમે ડાહ્યાં ન થઇયે

વળી ઘેલાં ઘેલાંનાં કામ કરશે,
સમજાવતામાં ચડે રીસ તો
તે નર ક્યાંથી તરશે. બાઈ હમે. અમને.
ઘેલાં ખરાં પણ હમે પ્રભુનાં ઘેલાં
સંતોના ચર્ણમાં સીધાં,
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
તમને ભજે સર્વે કારજ સીધ્યાં. બાઇ હમે. અમને.

પદ.

કનૈયો તારો જમનામાં કુદ પડયો.
દેખીને કયું ના ડર્યો,
અલબેલો તારો જમનામાં કુદ પડયો. ટેક.
પેઠી પીયાલે[1] વ્હાલે જી,
કાળી નાગ નાથ્યો વ્હાલે (૨).
ઉપર ભાર ભર્યો. કનૈયો તારો.
ટચલી આંગળીએ વ્હાલે જી
ગોવર્ધન તોલ્યો વ્હાલે (૨)
ઇંદ્રકો માન હર્યો. કનૈયો તારો.
મથુરામાં જઇને વ્હાલે જી
કંસાસુર માર્યો વ્હાલે (૨)
ઘેર ઘેર આનંદ ભયો. અલબેલો તારો.
બાઇ મીરાં કહે પ્રભુ જી
ગિરધરના ગુણ વ્હાલા (૨)
ચર્ણમાં શીસ ધર્યો. અલબેલો તારો.

---

૧ પાતાળમાં.

પદ.

મન મોહ્યું માવે, હુંજો મારી નજરાંમાં નાવે,
કામણ કીધાં કાનુડે, મારૂં મન મોહ્યું માવે. ટેક.
બંધવ વિના જેવી બેનડી,
તેને ભોજન નવ ભાવે. કામણ.
વૃંદાવનમાં રાસ રચ્યો ત્યાં
કાનુડો ન આવે. કામણ.
સોલસે ગોપીનાં મંદિર તજી
કુબ્જા ઘેર જાવે. કામણ.
બાઇ મીરાં કહે ગિરધરના ગુણ,
ચોરાસી ફરી નાવે. કામણ.

પદ.

તું તો આવને સહીયર મારી ગાવડલી દોવા,
મીસે મીસે મોહનજીનું મુખડલું જોવા. તું તો.
સાંજ સવારે મધ્યાનકાળે ધારા નવ ચુકે,
કામધેનુંનું દૂઝણું, કોઇ કાળે ના ખુટે. તું તો.
દુઝાણામાં મોજ ઘણેરી, જાણે તે માણે,
બાખડલીના દૂધમાં તો, જમે તે જાણે. તું તો.
જેને સંપત શામલીયાની, તેને શાની ખોટ
બાઇ મીરાં કહે ગીરધરનાગર મોટી તારી ઓથ. તું તો.

પદ.

શ્રીહરિ શ્રીહરિ મારી શી ગતિ થશે.
કોણ ગતિ થશે રે શ્રીહરિ શી ગતિ થશે.

ફોકટ જન્મ વૃથા મેં તો ખોયો,
વિશ્વંભર ગયો પ્રભુ વીસરી. કોણુ ગતિ.
અધર્મ પાપ કર્મ બહુ કીનો,
પુણ્ય ના કર્યું (પ્રભુ) દેહ ધરી. કોણુ ગતિ.
ભાલ તિલક કોટે તુલસીની માળા,
જગત્ ઠગ્યો પ્રભુ ફરી ફરી. કોણુ ગતિ.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણુ,
પ્રભુ ચર્ણથી હું તરી. કોણુ ગતિ.

## રાધાબાઇ.

### ૫૬.

જેને પીયુડા તે પરઘેર જાય, સખી શું કરીએ રે,
કેમ એકલડાં રહેવાય, વિજોગે મરીએ રે. ટેક.
રૂપ જોયું રસિયાતણું રે, પરાણે કરે છે પ્રીત,
અણુ તેડયો આંગણીએ રે આવે, વ્હાલા એવી તો
એની રીત. સખી શું.
બોલાવ્યો બોલે નહીં ને, વ્હાલા કોને કહીએ પેર,
સેરડીએ સામો મળે, વ્હાલો નીચાં તે ઢાળે નેણુ.
સખી શું.
છળભેદ છાંનો રમે ને, અમને તે વાયદા વહાય,
રાધેના સ્વામી અંતર્જામી, તે તો અર્થ પડે ઓળખાય.
સખી શું.

## ગંગાબાઇ.

### પદ.[1]

મુને રામ રતન[2] ધન લુંટવા દો,
મુને રાધા કૃષ્ણ ધન લુંટવા દો,
જન ભસે તેહને ભસવા દો. મુને.
શુદ્રવત્ થયા વીપ્ર આજે,
જે પત્થર પુજે તેને પુજવા દો. મુને.
સાધુની સંગત કદી નવ છોડું,
લાજ લાગે તો મુંને લાગવા દો. મુને.
કહે ગંગા દાસી પ્રભુ શર્ણું તમારે,
હરિ ભજતાં લાજ લાગે તો લાગવા દો. મુને.

---

## શિવલક્ષ્મી[3]

### પદ.

આત્માનો શો વિશ્વાસ, આત્મા મુસાફર. ટેક.
કાચી કાયા ને જુઠી રે માયા, આત્માનો ભરોસો ન થાય,
અઘોર વનમાં કોઇ ન હોય ત્યાં, એકલો મૂકીને જાય રે. આત્મા.

---

૧ કવિતા ઘણી ઉત્તમ નથી, પણ એક સ્ત્રીએ બનાવેલી જાણીને પ્રસિદ્ધ કરી છે. ૨ રત્ન. ૩ આ બાઇ કવિ તરીકે જાહેરમાં હજુ આવેલી નથી. કવિતા ઉપરથી તેના વિચારો અને જ્ઞાન ઉત્તમ પ્રકારનાં જણાય છે.

શેઠાઇ પટલાઇ હોય પણ સહુ તે ભોંય ડગલું ના ભરતા,
જે આગે છડીદાર પોકારતા, તે નર દીઠા બળતા રે. આત્મા.

ભૂલવણીમાં બ્રહ્મા ભૂલ્યા, ભૂલ્યા શંકર દેવ,
ભૂલવણીમાં નારદ ભૂલ્યા, એક ન ભૂલ્યા શુકદેવ રે. આત્મા.

માયારૂપી મોટી બેડી, તે તો સર્વે પેહેરી,
ઓર ભર્યા શુકદેવજી નાઠા, તેમણે બેડી તોડી રે. આત્મા.

સંસાર રૂપી ઉંડા કુવો, જેરે પડયો તે મુઓ,
મુઆને તમે શીદ રૂઓ છો, જીવતા જાગીને જુઓ રે. આત્મા.

સગાં સંબંધી ટોળે મળી બેઠાં, તે પશુ પંખીનો મેળો,
એવું સુણીને ગાય શિવલક્ષ્મી, જે જીવ ઇશ્વરમાં ભેળો રે. આત્મા.



## કવિના નામ વગરના કવિતા.

## શ્રી કૃષ્ણની બાળલીલા.

૫૬.

હળવા હળવા હેતમાં રે, હાંહાં રે હરિ હિંડતાં શીખ્યા,
ન્હાનાં તે બાલકમાં રમે, હાંહાં રે કશી નહીં રે ઇર્ષ્યા.
બાલક કહે જશોદા જુઓ, હાંહાં રે જોયાનો રે જોગ.
હળવે તે ઉભા રહીનેરે, હાંહાં રે વ્હાલો માટી આરોગે
ઘરનાં તે કામ તજી કરી, હાંહાં રે જશોદાજી રે ધાયાં
ભારે શરીર ઉતાવળાં, હાંહાં ર ઘણું શ્વાસે ભરાયાં
જઈ જગજીવન ઝાલીયા, હાંહાં રે ઝાલીને રે આણ્યા,
માટી ના ખાઇએ મહાવજી, હાંહાં રે તેથી ઉપજે રે રોગ
નવ નીધ આપણે ઘેર છે, હાંહાં રે ભાત ભાતના ભોગ
કાલુ કાલુ મુખ બોલીયા, હાંહાં રે માટી મેં નથી ખાધી
મુખ જુઓ મારી માવડી; હાંહાં રે માટી મેં નથી ખાધી
કહે જશોદા જોઉં આવને, હાંહાં રે મુખ તારૂં રે મીઠા,
[illegible]લે તે વદન વિકાશીયું, હાંહાં રે ચોદલોક ત્યાં દીઠા.
થાવર જંગમ જેટલું, હાંહાં રે એટલું મુખ માંહી
અષ્ટકુળ પર્વત ઓપતા, હાંહાં રે માંહી નવકુળ નાગ.

જોઇ જશોદા વિસ્મે થયાં, હાંહાં રે અંગે થરથર ધ્રુજે
પુત્ર ના કહીએ પ્રેમદા, હાંહાં રે એ છે પુર્ણાનંદ.
રીતે ને પ્રીતે પૂજીએ, × × × ×
ગાય શીખે ને સાંભળે, હાંહાં રે તેનો વૈકુંઠ વાસ,
ના ગાયે ના સાંભળે, હાંહાં રે તેનો પશુનો અવતાર.



